NOTES ON HISTORY OF INDIA.

COMPILED BY

RANCHORLAL VITHALDAS.

# हिंदुस्तानना इतिहासनुं टांचण.

ઈતિહાસનાં ઘણાં પુસ્તકોના આધાર ઉપરથી

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

## रणछोडलाल विठलदास.

સને ૧૮૮૫ સંવત ૧૯૪૨

અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે યુનાઈટેડ પ્રીંટીંગ અને

જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

મૂલ સાત આના. Price 7 annas.

NOTES ON HISTORY OF INDIA.

COMPILED BY

RANCHORLAL VITHALDAS.

# हिंदुस्ताननाईतिहासनुं टांचण.

ઈતિહાસનાં ઘણાં પુસ્તકોના આધાર ઉપરથી
રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

रणछोडलाल विठलदास.

સને ૧૮૮૫ સંવત ૧૯૪૨

અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રીંટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

મૂલ સાત આના. Price 7 annas.

# પ્રસ્તાવના.

અમે ગઈ સાલમાં હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ જુદાં જુદાં છ પુસ્તકોના આધાર ઉપરથી તૈયાર કરી છપાવેલો, તેની હજાર નકલો છ માસમાં ખપી જવાથી, એ ઉપરથી અને કલકત્તા પ્રેસિડેન્સી કોલેજના પ્રોફેસર ઈ. લેથ બ્રીજ સાહેબ એમ. એ. ના અંગ્રેજી ઇતિહાસ ઉપરથી કેટલુંક લઈ, સુધારા, વધારા અને ફેરફાર સાથે આ "નોટસ" એટલે હિંદુસ્તાનના ઇતિહાસનું ટાંચણ બહાર પાડયું છે. એના ત્રણ ભાગ કર્યા છે. પેહેલો ભાગ ચોથા, બીજો પાંચમો અને ત્રીજો છઠ્ઠા ધોરણવાળા માટે છે.

इतिहास विशे.

दोहरो. ज्ञान पामवा विश्वनुं, तवारिख अभ्यास;
कष्ट वेठी करवो सदा, मन राखी ऊलास.

જેવું બન્યું હોય તેવું કહેવું તેનું નામ ઇતિહાસ. એ શીખવાથી ઘણા ફાયદા થાય છે. સ્મરણ શક્તિ વધે છે, રાજા પ્રજા વચ્ચેનો સંબંધ માલમ પડેછે, તે વખત રાજ્યની સ્થિતિ કેવી હતી, કાયદા કેવા હતા, પ્રજા સુખી હતી કે દુખી, એ વિગેરે સરવે એથી જણાય છે. ઇતિહાસના અભ્યાસથી માણસો સદગુણી, પ્રમાણિક અને ભક્તિમાન થાય છે માટે એનો અભ્યાસ કરવો જરૂર છે.



૨૫૫૮

# हिंदुस्तानना ईतिहासनुं टांचण.

## भाग पेहेलो.

### हिंदुस्ताननुं वर्णन.

ઉત્તર દક્ષિણ આ દેશ હિમાલય પર્વત અને હિંદિ મહાસાગરની વચ્ચે આવેલો છે. પશ્ચિમ છેડે કરાંચી બંદરથી પૂર્વ તરફ આસામ સુધી એની પોહોળાઈ ૧૮૦૦ મૈલ છે. અને ઉત્તર છેડે પંજાબથી તે દક્ષિણે કેપ કન્યાકુમારી સુધી લંબાઈ ૧૯૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ પંદરલાખ ચોરસ મૈલ અને વસ્તી પચાસકોડ માણસની છે. આ દેશ ઉત્તર અક્ષાંસ ૮ થી તે ૩૬ સુધી અને ગ્રિનિચની પૂર્વે રેખાંશ ૬૬:૪૪ થી તે રેખાંશ ૯૯-૩ સુધી ફેલાએલો છે. એના ત્રણ મોટા સ્વભાવિક ભાગો થયેલા છે. ઉત્તર, મધ્ય અને દક્ષિણ. એમાં બંગાળા, મદ્રાસ, મુંબાઈ, પંજાબ અને વાયવ્ય પ્રાંતો; એ પાંચ ઇલાકા તથા તે સિવાય બીજા કેટલાક પ્રાંતો અંગ્રેજ સરકારના ખાસ તાબામાં છે. કેટલાક પ્રાંતોમાં સ્વતંત્ર દેશી રાજ્યો છે અને કેટલાક પ્રાંતોમાં અંગ્રેજ સરકારના આશ્રીત દેશી રાજાઓ રાજ્ય કરેછે. નિજામ, ગાયકવાડ, સિંધિયા હોલ્કર, ઉદેપુર, જયપુર, જોધપુર, એ તેઓમાં મુખ્ય છે.

હિંદુસ્તાનમાં સાગ, સીસમ, સુખડ, તેજાના, ગળી, ખાંડ, રૂ, અફીણ અને મીઠું વીગેરે પાકેછે. અહિંના હીરા ઘણા પ્રખ્યાત છે.

### हिंदुस्तानमां मुसलमानो आव्या अगाउनुं वृत्तांत.

ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનમાં પૂર્વે જુદા જુદા રાજા

રાજ્ય કરતા હતા તેમની અનુક્રમે સવિસ્તર હકીકત કોઈ પુસ્તકમાંથી મળી આવી નથી. તોપણ જે મળી આવી તેમાંની થોડીએક હકીકત નીચે લખી છે.

ઇરાનના દારા રાજાએ હિંદુસ્તાનપર સ્વારી કરી સિંધુ નદીની પશ્ચિમના પ્રાંતો જીતી લીધા. ત્યારપછી ગ્રિસ દેશનો પ્રખ્યાત સિકંદર બાદશાહ ઇરાન દેશ જીતીને હિંદુસ્તાનમાં આવ્યો અને ઇ. સ. પે. ૩૨૬માં સિંધુ નદી ઉતરી, પંજાબમાં પોરસ નામના રાજા સાથે લડાઈ કરી જય મેળવ્યો. ઇ. સ. પૂર્વે ૯૦૦માં મનુસ્મૃતિ નામનો ગ્રંથ થયો. એમાં ધર્મશાસ્ત્ર તથા શીખામણો દાખલ કરેલીછે.

જુનામાં જુનું રાજ્ય અયોધ્યાનું હતું. તેમાં સૂર્ય તથા ચંદ્ર વંશની ઉત્પત્તિ થઈ. રામ અયોધ્યાના રાજા હતા. એણે દક્ષિણમાં સ્વારી કરી રાવણને માર્યો ને લંકાનું રાજ્ય વિભિષણને આપ્યું. રામના પિતા દશરથને ત્રણ સ્ત્રિઓ હતી. કૈકૈ, કૌશલ્યા અને સુમિત્રા. તેમાં કૌશલ્યાથી રામ થયા. પાંડવ કૌરવ, એક કુટુંબની બે શાખા હતી. તે દિલ્હી પાસેના હસ્તિનાપૂરના સિંહાસન માટે લડતા હતા. તેમાં પાંડવનો જય થયો પરંતુ તેમણે, પોતાનાં સગાં સ્નેહીની હાની થયાથી ખેદ પામી હિમાલયમાં જઇને દેહ છોડ્યો. કૃષ્ણ ગુજરાતના રાજા હતા. તે પાંડવના મિત્ર હતા. ઇ. સ. પૂર્વે ૧૪૦૦ની સાલમાં મહાભારતનું યુદ્ધ થયું. તે વખતે ગંગા નદીની ખીણના પ્રદેશમાં છ સ્વતંત્ર સંસ્થાન હતાં. તથા મગધ એટલે બહાર પ્રાંતમાં એક જબરૂં રાજ્ય હતું. ત્યાં ચંદ્રગુપ્ત અને અશોક એ બે ઘણા પ્રતાપી રાજા થઈ ગયા.

પંવાર નામના પરમાર રાજા પ્રાચીન કાળથી માળવામાં રાજ કરતા હતા. તેઓમાં વિક્રમાજીત ઈ. સ. પે.૫૬ વર્ષ ઉપર શક કરતા થયો તેના વંશમાં ભોજરાજા વિદ્યાની વૃદ્ધિ કરનારો અને વિદ્વાનોને આશ્રય આપનારો થયો.તેના વંશનું રાજ્ય ઈ. સ. ૧૨૩૧માં મુસલમાનોએ ડુબાવ્યું.

ગુજરાતમાં વલ્લભીપૂરમાં સન ૧૪૪થી ૫૨૪ સુધી સેન નામના રાજા રાજ્યાધિકાર ચલાવતા હતા. તેમની પછી ચૌરા કરીને રજપૂત રાજા થયા. તેમણે સન ૭૪૬માં પાટણ શેહેર પોતાની રાજ્યધાની કરી. તેનો છેલો રાજા સામતસિંહ ઇ. સ. ૯૪૨માં મરણ પામ્યો.

દક્ષિણ હિંદુસ્તાનમાં ઘણાં સંસ્થાન હતાં તેમાં સૌથી પાંડ્ય તથા ચૌળ પ્રસિદ્ધ હતાં. પાંડ્યના રાજાની રાજધાની મથુરામાં હતી અને ચૌળની કાંજેવરમમાં હતી. ચૌળને તાબે ગોદાવરી નદી સુધી દેશ હતો.

દિલ્હીનું સંસ્થાન ઇ. સ. પે. ૫૬ વર્ષ ઉપર હતું ત્યાં નવમાથી અગિયારમા સૈકડા સુધી રજપૂત રાજા રાજ્ય કરતા હતા. તે વંશમાંના પૃથુરાજના વખતમાં મુસલમાનોએ તેનો અંત આણ્યો. પૃથુરાજની મા દિલ્હીના તોમાર રજપૂતની રાજકન્યા હતી તેનો બાપ સોમેશ્વર અજમેરના ચોહાણનો વારસ હતો. કનોજનો રાજા જેચંદ પૃથુરાજની માશીનો છોકરો હતો. તેના અટકાવ છતાં પૃથુરાજને અજમેર ને દીલ્હી એ બે ગાદી મળી હતી.

દક્ષિણમાં શાલિવાહન નામે રાજા થયો. તે એક કુંભારનો છોકરો હતો. એણે ગોદાવરી નદીને કાંઠે પૈઠણ નામે

નગરમાં ગાદી સ્થાપી. અને પોતાની સત્તા તથા શક, નર્મદાની દક્ષિણમાં ચાલુ કર્યાં. તેણે ઉજ્જનનો રાજા વિક્રમનો પરાજય કર્યો એવું કહેવાય છે.

## हिंदुस्तानमां प्रथम मुसलमानोनी स्वारीओ.

મુસલમાની ધર્મ ચલાવનારો મહંમદ સન ૫૬૯માં મક્કામાં જન્મ્યો. એની ઉમર ચાળીસ વર્ષની થયા પછી તેણે અર્બસ્તાનમાં પોતાનો ધર્મ પ્રગટ કર્યો. તે મક્કેથી નાશી ગયો તે દિવસથી હિજરી સન ગણાવા લાગ્યો. અને બીજા લોકો પણ એનો ધર્મ માનવા લાગ્યા. તે ઈ. સ. ૬૩૨ માં મરણ પામ્યો. તેની પછી ગાદી ઉપર જેઓ બેઠા તેઓને ખલીફ કહેછે. પાંચમા ખલીફ મોઆવિઆના વખતમાં મુસલમાનોએ સિંધુ નદી સુધી દેશ જીતી કાબુલમાંના ૧૨૦૦૦ લોકો પાસે સન ૬૬૪માં પોતાનો ધર્મ કબુલ કરાવ્યો. તાહિર નામે કોઈ મુસલમાન સન ૮૦૦ને સુમારે સમરકંદ તથા ખુરાશાન વગેરે દેશોમાં આપઅખતીઆરીથી અમલ કરવા લાગ્યો. તેના વંશજોએ કેટલાંક વર્ષો સુધી રાજ્ય કર્યાં ઉપરાંત સુફર અને સામાની વંશના રાજા ત્યાં રાજ્ય કરતા થયા તેમાંથી સામાની વંશના રાજાઓના વખતમાં અલપ્તગીન નામે સરદારે ગિજનીમાં એક રાજ્યની ગાદી સન ૯૬૨માં કરી.

## गिजनीवंश.

सन ९६२ थी ११९२ सुधी. १९० वर्ष चाल्यो.

१ सबक्तगीन सन ९६२ मां. गा. बे. सन ९९७मां मर्ण पाम्यो. ३५ वर्ष राज्य कर्युं.

તુર્કસ્તાનમાંથી કોઈ શાહુકારે સબક્તગીનને ગુલામ કરી

આણેલો તેને અલપ્તગીને ખરીદ કર્યો અને પછી તેને વ-ધાર્યો. તેથી અલપ્તગીનના મર્ણ કાળે તમામ રાજ્ય સંબં-ધી કારભાર તેના હાથમાં આવ્યો. અલપ્તગીને પોતાની છોકરી સબક્તગીનને પરણાવી, પોતાની પાછળ તેને ગા-દીનો વારસ ઠરાવ્યો. લાહોરના જયપાળ રાજાને એણે હ-રાવી રાજ્યમાં વધારો કર્યો. ત્યાર પછી થોડેક વર્ષે સબક્ત-ગીન મર્ણ પામ્યો. આ પાદશાહ ઘણો દયાળુ હતો. એના પછી એનો પુત્ર મહમૂદ ગાદીએ બેઠો.

२ सुलतान महमुद सन ९९७मां गा.बे. सन १०३०

मां म. पा. ३३ व. रा.

મહમૂદ એના ભાઈ ઇસ્માયલને કેદમાં નાખી ગાદી ઉપર બેઠો. એ અનોરસ (રાખેલીના પેટનો) હતો. મહમૂદ સ્વ-તંત્ર થઈ પોતાને સુલતાન કહેવડાવવા લાગ્યો. પછી તેણે હિંદુસ્તાન ઉપર સોળ અથવા સત્તરવાર સ્વારીઓ કરી હતી જેમાંની પ્રખ્યાત ૧૨ નીચે પ્રમાણે ૧લી સન ૧૦૦૧માં લા-હોરના જયપાળ ઉપર કરી પેશાવર નજીક તેને હરાવી કેદ કર્યો. બીજી સન ૧૦૦૪માં ઝેલમ નદીને ડાબે કાંઠે ભા-ટિયાના રાજા ઉપર. ત્રીજી સન ૧૦૦૫માં મુલતાનના સુ-બેદાર અબ્દુલફૂતે લોદી ઉપર. ચોથી સન ૧૦૦૮માં અ-નંગપાળ ઉપર કરીને હિમાલય પર્વતની તળેટીમાં નગર-કોટનું દેવાલય છે તે લૂટ્યું: તેમાંથી ૭૦૦ મણ સોનાના દાગીના, ૨૦૦ મણ શુદ્ધ સોનાની લગડીઓ, ૨૦૦૦ મણ ચાંદી વિગેરે બેશુમાર ધન હાથ આવ્યું. પાંચમી સન ૧૦૧૦ માં મુલતાન ઉપર કરી એ શેહેર લીધું અને અબ્દુલફૂતે

લોદીને કેદ કરી લેઈ ગયો. છઠ્ઠી સન ૧૦૧૧ માં જમનાને કીનારે સ્થાનેશ્વર ઉપર કરી, ત્યાંનું દેવાલય લુટ્યું. સાતમી આઠમી સન ૧૦૧૩—૧૪માં કાસ્મિર ઉપર.નવમી ૧૦૧૭ માં મથુરાં ઉપર કરી, ત્યાંનાં દેવળો વટાળ્યાં અને મૂર્ત્તિઓ ભાગી. તેના લશ્કરે શેહેરમાં લૂટ ચલાવી, અતિશય જુલમ કર્યો. દશમી સન ૧૦૨૨ માં કનોજ ઉપર કરી તે ખાલસા કર્યું. અગિયારમી સન ૧૦૨૩ માં પંજાબ ઉપર કરી ત્યાં કાયમ અમલ બેસાડ્યો. બારમી સન ૧૦૨૪ માં સોરઠીસોમનાથ ઉપર કરી, ત્યાંનું દેવળ લૂટી મૂર્ત્તિ ભાગી, તેમાંથી આઠ ક્રોડ રૂપીઆનું જવાહિર નીકળ્યું. એ દેવાલય ઘણું સુંદર અને અસલી હતું. એ દેવસ્થાનનું ખર્ચ ચલાવવાને રાજા રજવાડાઓએ ૨૦૦૦ ગામ આપ્યાં હતાં. એ વખતે ચામુંડના ત્રીજા કુંવર નાગરાજનો દિકરો ભીમદેવ, ગુજરાતનો રાજા હતો. તે નાશી કચ્છ ભણી પોતાના કંથકોટ નામે ગઢમાં ભરાયો. એ પછી મહમૂદ સિંધને રસ્તે પાછો ગીજની ગયો. મહમૂદે રાજ્યનો બંદોબસ્ત મોટી ચતુરાઈથી રાખ્યો હતો. એણે ગિજનીમાં એક પાઠશાળા સ્થાપી. એ વિદ્વાનોને બહુ આશ્રય આપતો. તેણે એક સૃષ્ટિ પદાર્થ સંગ્રહાલય ગિજનીમાં કર્યું હતું. મહમૂદ સ્વભાવે શૂરો, હસમૂખો અને પરાક્રમી હતો. પણ એનું મન ઘણુંજ કંજુસ હતું, એ કઠોર મનનો હતો. અને માણસ જાતને દુખ દેવામાં દયા લાવતો નહીં. એ ઇરાનનું રાજ્ય જીત્યા પછી સન ૧૦૩૦માં ૬૩ વર્ષની ઉમ્મરે મરી ગયો. એના પછી એનો છોકરો મહમદ ગાદી ઉપર બેઠો.

३ महमद. १०३० मां गा. बे. अने एज सालमां
पांच मास राज्य करी कैदमां पड्यो.

એ બાપે ઠરાવ્યા પ્રમાણે ગાદીએ બેઠો. પરંતુ મસાઉદે તરતજ ઇશ્પહાનથી આવીને લશ્કર વશ કરી લેઈ, મહમદની આંખો ફોડી નાંખી કેદ કર્યો અને પોતાનો બાપ મુઆ પછી પાંચ મહિનામાં પોતે સિંહાસન ઉપર બેઠો.

४ मसाऊद. सन १०३० मां गा. बे. १०४० मां म.
पा. १० वर्ष राज्य कर्युं.

એ ગાદીએ બેઠા પછી તરતજ, મધ્ય એશિઆના સલજુકી નામના તુર્કલોકે ગિજની ઉપર ચઢાઈ કરી. એમના સરદાર તોગ્રલબેગની સાથે, મસાઉદે મર્વ* શેહેરની પાસે લડાઈ કરી. તેમાં તે હાર્યો તેથી લાહોર નાશી ગયો. પછી થોડી મુદતે મરાયો. તે પ્રૌઢ સ્વભાવનો ને રાજકાજમાં કુશળ હતો. એની પછી એનો છોકરો મોદૂદ ગાદીએ બેઠો.

मोदूद सन १०४० मां गा. बे. १०४९ मां म. पा.
९ वर्ष राज्य कर्युं.

મસાઉદ માર્યો ગયો ત્યારે મોદૂદ બલ્ખમાં હતો. તે ઘણી ઉતાવળથી પોતાનું લશ્કર લેઈને આવ્યો અને રાજ્ય પોતાને તાબે કરી લીધું. એણે તોગ્રલબેગની પૌત્રી સાથે લગ્ન કર્યું, તેથી એને સલજુકી લોકોની બીક રહી નહીં. તેની પછી તેના ભાઈ અબૂલહસને એના નાના છોકરાને મારી ગાદી છીનાવી લીધી.

---

* મર્વ શેહેર પશ્ચિમ તારતરામાં બોખારાની દક્ષિણે છે. હાલ તે ઉજડ પડેલું છે.

६ अबुलहसन. सन १०४९ मां गा. वे. सन १०५१ मां

पदभ्रष्ट थयो २ वर्ष राज्य कर्युं.

અબુલહસન ગાદી ઉપર બેઠા પછી બે વર્ષની અંદર એના કાકા અબ્દુલરસીદે એને પદભ્રષ્ટ કર્યો. એ ઘાતકી અને કઠોર મનનો હતો.

७ अब्दुलरसीद. सन १०५१ मां गा. वे. १०५२मां

म. पा. १ वर्ष राज्य कर्युं.

અબ્દુલરસીદે, અગાઉના વખતમાં ગયેલો પંજાબ પ્રાંત હાથ કરી લીધો. પછી તોગ્રલ નામના એક સરદારે આવીને બંડ કર્યું તેમાં તે મરાયો. પછી સમકતગીનના વંશમાંના એક સાહજાદા ફરોકજાદને ગાદી મળી.

फरोखजाद. सन १०५२ मां गा. वे. सन १०५८मां

म. पा. ६ वर्ष राज्य कर्युं.

ફરોકજાદે સલજૂકી લોકો સાથે લડાઇઓ કરીને જય મેળવ્યો. તેના મર્ણ પછી તેનો ભાઈ ઇબ્રાહિમ ગાદીએ બેઠો.

इब्राहिम सन १०५८ मां गा. वे. सन १०८९ मां

म. पा. ३१ वर्ष राज्य कर्युं.

એ મોટો દેવ ભોળો હતો. એણે સલજૂકિ લોકો સાથે તહ કર્યો. એણે ઘણાં વર્ષ રાજ્ય કરયું તેમાંથી ઘણો એક કાળ કુરાનની નકલો કરવામાં તથા બીજા લખવાના કામમાં ગૂમાવ્યો. એ મર્ણ પામ્યો તે વખતે એને ચાળીસ છોકરા અને છત્રીશ છોકરીઓ હતી. એની પાછળ એનો છોકરો, બીજો મસાઉદ ગાદીએ બેઠો.

१० मसाऊद बीजो सन १०८९मां गा. बे. सन १११४ मां म पा. २५ वर्ष राज्य कर्युं.

એ પોતાના બાપથી વધારે યોગ્ય હતો. એના સરદારોએ ગંગા નદીની પેલીમેરના મૂલકો ઉપર તલવાર ચલાવી, એણે બધા કાયદા ફરીથી તપાશીને તેઓની મેળવણી કરી એક ગ્રંથ કર્યો. એની કારકિર્દિમાં કેટલાંએક વર્ષ સુધી રાજધાની લાહોરમાં હતી. એના પછી એનો છોકરો અર્સલાન થયો.

११ अर्सलान. सन १११४मां गा. बे. सन १११८ मां पदभ्रष्ट थयो. ४ वर्ष राज्य कर्युं.

એણે પોતાના ભાઇઓને કેદમાં નાંખી, તખ્ત છીનાવી લીધુ, તેથી તેની માએ પોતાના ભાઈની મદદથી એને પદભ્રષ્ટ કરી, બીજો છોકરો બેહેરામ, જે કેદમાં નહતો, તેને ગાદીએ બેસાડ્યો.

१२ बेहराम सन १११८ मां गा. बे. ११५२मां म. पा. ३४ वर्ष राज्य कर्युं.

આ પાદશાહ વિદ્વાન લોકોને સારી રીતે આશ્રય આપતો. એણે ઘણાં વર્ષ સુધી ઘણી ચડતીથી રાજ્ય કર્યું. પણ છેવટે તેણે પોતાના જમાઈ કુતબુદીન મહમદ ગોરીને માર્યો. એ મરનાર ગોર પ્રાંતનો સૂબો હતો. મરનારના ભાઈ અલાઉદીને બેહેરામ ઉપર ચડાઈ કરી ગિજની લીધું. બેહેરામ નાશી ગયો. ત્યાર પછી અલાઉદીને સઘળા ગિજની શેહેરમાં એક સરખુંજ સત્યાનાશ વાળ્યું. ત્યાં ત્રણ દિવસ સુધી આગ લગાડીને લોકોની કતલ કરી એ ઘોર કર્મ સાત દિવસ સુધી ચાલ્યું હતું. એણે ગિજની બાળ્યું તેથી લોકો

તેને "જહાંસોજ" એટલે દુનિઆ બાળનાર કહેછે. બેહેરામ નાસતો નાસતો હિંદુસ્તાન તરફ આવતાં માર્ગમાં મરણ પામ્યો. એની પછી એનો છોકરો ખુશરૂ થયો.

१३ खुशरू. सन ११५२ मां गा. बे. सन ११५९ मां

म. पा. ७ वर्ष राज्य कर्युं.

બેહેરામનો આ છોકરો લાહોર પહોંચતાંજ ત્યાંના લોકોએ તેનો જયજયકાર કરી સ્વિકાર કર્યો. અને પોતાના શેહેરમાં સરકારની કાયમ ગાદી આવી માટે તેઓને આનંદ થયો. એની પછી એનો છોકરો ખુશરૂમલેક ગાદીએ બેઠા.

१४ खुशरूमलेक सन ११५९मां गा. बे. सन ११८६मां

म. पा. २७ वर्ष राज्य कर्युं.

આ પાદશાહે પોતાના રહેલા પ્રાંતોમાં રાજ્ય કર્યા બાદ તે ગોરી વંશ વાળાઓએ ખુંચી લઈ તેની સાથે ગિજની વંશની સમાપ્તિ કરી.

## गोरीवंश[1]

सन ११५२ थी सन १२०६ सुधी ५४ वर्ष चाल्यो.

१ अल्लाऊद्दीन. सन ११५२ मां गा. बे. ११५६मां

म. पा. ४ वर्ष राज्य कर्युं.

અલ્લાઉદ્દીને પોતાના નાના અજ્ઞાન છોકરાને રાજ્ય મળવા માટે, મરવા અગાઉ પોતાના બે ભત્રિજા, ગ્યાસુદીન

---

૧ આ વંશના મુળ પુરૂષો, અફગાનિસ્તાનની દક્ષિણે ગિજની અને હેરાતની વચ્ચે "ગોર" નામનો પહાડી પ્રાંત છે ત્યાંના રેહેવાંશી હતા. તે ઉપરથી તેમના વંશનું નામ પડ્યું છે.

તથા શહાબુદ્દીન એઓને કેદમાં નાંખ્યા. એ સ્વભાવે ક્રોધી અને ઘાતકી હતો. એની પછી એનો દિકરો સૈફુદ્દીન ગાદીએ બેઠો.

२ सैफुदीन. सन ११९६ मां गा. बे. ११९७मां म.पा.

१ वर्ष राज्य कर्युं.

આ પાદશાહે તખ્તપર બેઠા પછી પોતાના બે પિત્રાઈ ભાઈઓને, અલ્લાઉદ્દીને કેદમાં નાંખ્યા હતા, તેમને છોડીને પાછા પોત પોતાની સૂબેદારી ઉપર મોકલ્યા. એ ઉદાર સ્વભાવનો હતો. ઘુઝ નામના તાતાર લોકો સાથેની લડાઈમાં, અબ્દુલ અબ્બાસ નામના સરદારે તેને ભાલો માર્યો તેથી તે મરણ પામ્યો. એના પછી એનો મોટો પિત્રાઈ ભાઈ ગ્યાસુદ્દીન તખ્તાધિપતિ થયો.

३ ग्यासुद्दीन, सन. ११९७ मां गा. बे. सन १२०२

मां म. पा ४९ वर्ष राज्य कर्युं.

ગ્યાસુદ્દીને ગાદીએ બેઠા પછી પોતાના ભાઈ શહાબુદ્દીનને રાજ્ય કારભાર કરવામાં મદદે લીધો, અને છેવટ સુધી સર્વ લશ્કરી કામ તેને સોંપ્યું હતું. એણે લાહોર તથા સિંધમાં સ્વારીઓ કરી જય મેળવ્યો. દિલ્હીના રાજા પૃથુરાજ સાથે લડાઈઓ કરી છેવટે તેને હરાવી મારી નાંખ્યો સન ११૯३.શહાબુદ્દીનના સરદાર કુતબુદ્દીનેસન११૯४ માં ગુજરાત ઉપર ચઢાઈ કરી તેમાં ત્યાંના રાજા ભોળા ભીમદેવે તેને હરાવ્યો હતો. જે મુસલમાની રાજ્ય અંગ્રેજ લોક આવતાં સુધી ચાલ્યું હતું તેનો પાયો એ શહાબુદ્દીને જ ઘાલ્યો હતો. ગ્યાસુદ્દીન પછી શહાબુદ્દીન થયો.

४ शहाबुद्दीन (महंमदघोरी) सन १२०२ मां गा. बे. १२०६ मां म. पा. ४ वर्ष राज्य कर्युं.

ગાદીએ બેઠા પછી આ પાદશાહે *ખારિજમના રાજાને હરાવ્યો. પણ બીજીવાર તેની સાથે લડતાં હાર્યો. એણે મુલતાન તથા પંજાબ ઉપર ચઢાઈ કરી જીતી લીધાં. ગક્કર લોકો પાસે મુસલમાની ધર્મ કબુલ કરાવ્યો. એક દિવસે બાદશાહ સિંધુનદી ઉપર છાવણી કરી રહ્યો હતો, ત્યાં મધ્યરાત્રે તેના તંબુમાં પ્રવેશ કરી ગક્કર લોકોએ તેનો પ્રાણ લીધો.

એના પછી એનો ભત્રિજો મહંમૂદ ગાદી ઉપર બેઠો. તે નિર્બળ હોવાથી શહાબુદ્દીનના માનીતા ગુલામો રાજ્યના ધણી થયા તેઓમાં કુતબુદ्दीन નામના ગુલામ પાસે દિલ્હીની સુબાગીરિ હતી, તે આ વખતે સ્વતંત્ર થયો અને હિંદુસ્તાનનો પાદશાહ કહેવાયો.

## गुलामवंश[2]

सन १२०६ था १२८८ सुधी ८२ वर्ष चाल्यो.

१ कुतबुद्दीन. सन १२०६ मां गा. बे. १२१० मां म. पा. ४ वर्ष राज्य कर्युं.

કુતબુદ્દીન નાનો હતો ત્યારે કોઈ વેપારીએ તેને ખરીદ કરી

*ખારીજમ તાતારની દક્ષિણે પ્રાંત છે.

२ કુતબુદ્દીન, શહાબુદ્દીન પાસે ગુલામ હતો તેથી તેના વંશનું "ગુલામ વંશ" નામ પડ્યુંછે. એણેજ પ્રથમ હિંદુસ્તાનના દિલ્હી શેહેરમાં મુસલમાની રાજ્યની ગાદી સ્થાપી. એના વખતથી હિંદુસ્તાનનો અર્વાચિન ઇતિહાસ કહેવાયછે.

સુલતાન શહાબુદ્દીનને અર્પણ કર્યો. કુતબુદ્દીને રૂડી ચાલ ચાલી, શહાબુદ્દીનની મેહેરબાની સંપાદન કરી. શહાબુદ્દીને તેને ઊંચે દરજ્જે ચઢાવ્યો. શહાબુદ્દીન મરતા પેહેલાં ૨૦ વર્ષ સુધી તેણે હિંદુસ્તાનની સુબાગીરિ કરી. અને ત્યારપછી ૪ વર્ષ સ્વતંત્ર પાદશાહી ભોગવી દિલ્હીમાં મરણ પામ્યો. તેની ગાદી ઉપર તેનો દિકરો આરામ થયો.

२ आराम. सन १२१० मां गा. बे. १२११ मां म. पा. १ वर्ष राज्य कर्युं.

એનામાં રાજ્ય કારભાર કરવાની શક્તિ નહોતી, તેથી તેના બનેવી અલ્તમસે તેને એક વર્ષમાં તેને હરાવી મારી નાંખ્યો. અને પોતે ગાદી ઉપર બેઠો.

३ अल्तमस. सन १२११ मां गा. बे. सन १२३६ मां म. पा. २५ वर्ष राज्य कर्युं.

અલ્તમસ મોટા કૂળનો તથા ખૂબસુરત હતો. તેને એના ભાઈઓએ દ્વેશ બુદ્ધિથી ૫૦ હજાર રૂપીએ કુતબુદ્દીનને વેચાતો આપ્યો. પછી તે દરજ્જે ચઢતાં ચઢતાં તેનો જમાઈ થઈ, ગાદીનો ધણી થયો. એણે પોતાની હકુમત બંગાળા, બહાર અને માળવા સુધી વધારી. જ્યારે તેણે ઉજ્જયણ લીધું ત્યારે ત્યાંનું મહાકાળેશ્વરનું મોટું દેરૂં ખોદાવી નંખાવ્યું. તથા બાર મોટાં શિવલિંગોનો નાશ કરી, તેના કડકા દિલ્હીની મસિદના ઉમરા ઉપર ચણાવ્યા. દિલ્હી પાસે કુતુબ મિનાર નામનો સુંદર મિનારો એ બાદશાહના રાજ્યમાં પૂરો થયો. એ મિનારાની ઊંચાઈ ૧૨૧ ગજ છે. અલ્તમસ પછી એનો છોકરો રૂકનુદ્દીન ગાદીએ બેઠો. અલ્તમસના વખતમાં તાતારથી મૂગલ સરદાર જંઘિસખાન મોટી ફોજ

સાથે સિંધુ નદીના કિનારા સુધી આવ્યો હતો. એણે ૧૦ હજાર હિંદુઓને એ ઠેકાણે માર્યા હતા.

४ रुक्नुदीन. सन १२३६ मां गा. बे. एज सालमां पदभ्रष्ट थयो. ७ मास राज्य कर्युं.

આ પાદશાહે મોજશોખમાં ઘણો પૈસો ઉડાવ્યો. અને રાજ્ય કારભાર પોતાની માને સોંપ્યો. તે જૂલમ તથા ક્રૂર કર્મો કરવા લાગી, તેથી સર્વ લોકોએ કંટાળી બંડ કર્યું. તેથી રૂકનુદ્દીનની બેહેન રજીઆબેગમે, ભાઈ પાસેથી રાજ્ય ખુંચી લીધું અને પોતે રાજ્ય કરવા લાગી.

५. रजीआबेगम. सन १२३६ मां गा. बे. १२३९ मां म. पा. ३ वर्ष राज्य कर्युं.

જે ગુણો રાજામાં હોય છે તે સર્વ એ બેગમમાં હતા. એ ભણેલી હતી. એક બે બંડો ભાગવામાં પોતાની હુંશિઆરી તથા શૂરાતન બતાવ્યું. કાયદા ફરીથી તપાશીને એણે સુધાર્યા. જે મોટા મોટા ટંટા દરબારમાં થતા, તેનો ઇનસાફ એ જાતે કરતી હતી. એણે અલતૂનિઆ નામે સરદારને વશ્ય કરી, તેની સાથે લગ્ન કર્યું. પછી તે બંને નાશી ગયાં. પણ અંતે પકડાઇને માર્યાં ગયાં, એના પછી એનો ભાઈ મોઝુદીન ગાદીએ બેઠો.

मोजुद्दीन. सन १२३९ मां गा. बे. सन १२४१ मां म. पा. २ वर्ष राज्य कर्युं.

આ બાદશાહની કારકીર્દિમાં મોગલ લોકોની એક ફોજે હલ્લો કરી ઠેઠ લાહોર સુધી ચાલ કરી. તેને લીધે એણે ઘણી ફોજ એકઠી કરી. તેમાં ફિતૂરો ઉઠી, એ ફોજે એને કેદ કર્યો.

અને છેવટે તે માર્યો ગયો. એની પછી રૂક્નુદ્દીનનો દિકરો અલ્લાઉદ્દીન ગાદીએ બેઠો.

७ अल्लाऊद्दीन. सन १२४१ मां गा. बे. सन १२४६ मां म. पा. ५ वर्ष राज्य कर्युं.

એના રાજ્યમાં ઉપર પ્રમાણેજ અવસ્થા થઈ. તેમાં વળી એ ક્રૂર અને વિષયી હતો તેને લીધે ઘણોજ બિગાડ થયો. એના પછી અલ્તમસનો પૌત્ર નાસરૂદ્દીન ગાદીએ બેઠો.

८ नासरूद्दीन. सन १२४६ मां गा. बे. सन १२६६ मां म. पा. २० वर्ष राज्य कर्युं.

આ પાદશાહે ગાદી મેળવ્યા પછી ગ્યાસુદ્દીન બુલબુન નામના વજીર ઉપર ભરોસો રાખી તેને બધો રાજ્યકારભાર સોંપ્યો. નાસરૂદ્દીન ફકીરી ચાલનો હતો, અને પુસ્તકોની નકલો કરી તેની ઉપજમાંથી પોતાનો બધો ખાનગી ખર્ચ ચલાવતો હતો. એની પછી વજીર ગ્યાસુદ્દીન બુલબુન ગાદીએ બેઠો.

९ ग्यासुद्दीन बूलबुन. सन १२६६ मां गा. बे. सन १२८६ मां म. पा. २० वर्ष राज्य कर्युं.

બુલબન, અલ્તમસ પાસે એક તુર્કિ ગુલામ હતો. પછી અલ્તમસે તેને પોતાની એક છોકરી આપીને આબરૂએ ચઢાવ્યો. મોગલોએ ગાદી ખૂંચી લેઈ જે રાજાઓને કાઢી મૂક્યા હતા, તે બધા રાજાઓ તેના આશરા નીચે આવી રહ્યા. એ ઘણો મગ્રુપિ હતો. મેવાતમાં લોકો એની સામે થયા. માટે તેણે ત્યાંનાં એક લાખ માણસોને ગરદન માર્યાં. એના મરણ પછી કૈકુબાદને ગાદી મળી.

### १० कैकुबाद. सन १२८६ मां गा. बे. सन १२८८ मां म. पा. २ वर्ष राज्य कर्युं.

આ બાદશાહ ગાદી ઉપર બેઠો, ત્યારે એનું વય ૧૮ વર્ષનું હતું. એ બેહદ વિષયી હતો. એને નિજામુદ્દીન નામનો નઠારો વજીર મળ્યો હતો. તેણે એની ખરાબી કરી. એ વિષયાશક્ત પણામાં તથા દુર્વ્યસનોમાં ગરક થયાથી તેનું શરીર ક્ષિણ થઈ ગયું, તેથી એને લકવાનો (પક્ષઘાતનો) રોગ થયો, તેને લીધે તે રાજ્યને ઉપયોગી નથી એવું ઠરાવી ખિલજી ફોજે તેને માર્યો અને પોતાના સરદાર જલ્લાલુદ્દીનને તખ્ત ઉપર બેસાડ્યો. એ રીતે ગુલામવંશ લય પામ્યો.

## खिलजी वंश.

सन १२८८ थी १३२१ सुधी ३३ वर्ष चाल्यो.

### १ जल्लालुद्दीन. सन १२८८ मां गा. बे. सन १२९९ मां म. पा. ७ वर्ष राज्य कर्यु.

આ બાદશાહ ગાદી ઉપર બેઠો ત્યારે એની ઉમ્મર ૭૦ વર્ષની હતી. તે દયાળુ અને કોમળ મનનો હતો. એ કોઈને કદિ દેહાંત દંડ કરતો નહીં. એ અપરાધીઓની શિક્ષા ન કરતાં માફ કરતો. તેથી રાજ્યમાં બંડો તથા ચોરોનો ઉપદ્રવ ઘણો થતો. એને, કાશીની ઉત્તરે આવેલા "કરા"ના સુબેદાર, તેના વિશ્વાસઘાતી અને પાપી ભત્રિજા અલ્લાઉદ્દીને મારી નાખ્યો અને પોતે તખ્તનશીન થયો.

### २ अल्लाउद्दीन. सन १२९५ मां गा. बे. सन १३१६ मां म. पा. २१ वर्ष राज्य कर्युं.

અલ્લાઉદ્દીને તખ્ત ઉપર બેસતાંજ પોતાના બે પીત્રાઈ ભાઇઓને મારી પોતાની વિધવા કાકીને કેદમાં રાખી એણે હિંદુઓ ઉપર જય મેળવી કીર્તિ વધારી. મેવાડનો મુખ્ય કિલો ચિતોડ લીધો. તૈલંગણની રાજધાની વરંગુળનો નાશ કીધો. આ બાદશાહે જલ્લાલુદ્દીનની કારકીર્દિમાં મોટું પરાક્રમ કરી, દેવગીરિના રાજા રામદેવનો પરાજય કરી, દક્ષિણમાં ઘણો દેશ જીતી લીધો. સન૧૨૯૭માં અલિફખાન તથા નસરતખાનને તેણે ગુજરાતમાં ફોજ આપી મોકલ્યા, તેથી ગુજરાતના રાજા કરણ વાઘેલો નાશી ગયો. તેની સ્ત્રી ધન, માલ, ઘોડા, હાથી વગેરે અલ્લાઉદ્દીનનાં માણસોને હાથ આવ્યું. વળી ખંભાત લુટતાં, મલેક કાફુર કરીને એક ગુલામ હાથ આવ્યો. આગળ જતાં એ કાફુર અલ્લાઉદ્દીનનો વિશ્વાસુ અને માનિતો થઈ પડ્યો. એજ કાફુરે તેને ઝેર દઈને માર્યો. એ બાદશાહ મૂર્ખ, સ્વછંદી, નિર્દય અને જુલમી હતો. તેના મુઆ પછી કાફુર ગાદીએ બેઠો.

३ काफुर. सन १३१६ मां गा. बे. एज सालमां मरण पाम्यो. १ मास ५ दिवस राज्य कर्युं.

કાફુરે અલ્લાઉદ્દીનના બે વડીલ છોકરાઓની આંખો ફોડી. અને પછી થોડાજ દિવસમાં ત્રીજા છોકરા મુબારિકને મારવા મારા મોકલ્યા. પરંતુ તે મારાઓને મુબારિકે સમજાવ્યા. તેથી તેમણે તેને ન મારતાં કાફુરને મારી નાંખ્યો. એટલે મુબારિક સિંહાસને બેઠો.

४ मुबारिक. सन १३१७ मां गा. बे. सन १३२१मां म. पा. ४ वर्ष राज्य कर्युं.

આ બાદશાહે ગાદીએ બેઠા પછી તરતજ, પોતાના નાના ભાઈની આંખો ફોડી નાંખી અને જે પેહેરા ઉપરના સરદારોએ એને ગાદી ઉપર બેસાડ્યો હતો તેઓના જીવ લીધા. એ ઘણો અવિચારી હતો. તેણે ગુજરાતપ્રાંત સન ૧૩૧૮માં સર કર્યો હમેશાં તે છાકટો રેહેતો. તેથી તેના રાજ્યમાં બંડો અને ફિતુરો ઘણાં થતાં. તેને તેના વજીર ખુશરૂખાંએ માર્યો, અને પોતે રાજા થયો.

૯ ખુશરૂખાન. सन १३२१ मां गा. बे. १३२१ मां म. पा. ९ मास राज्य कर्यु.

એણે ગાદીએ બેઠા પછી અલ્લાઉદ્દીનના વંશમાંના જેટલા લોક જીવતા હતા તેટલાને મારી નાંખ્યા. તે દુષ્ટ સ્વભાવનો હતો, તેથી તેણે ઘણાં પાપો કર્યાં. છેવટે પંજાબના સુબેદારે તેની સાથે લડાઈ કરી તેને મારી નાંખ્યો. એ રીતે ખિલજીવંશની સમાપ્તિ થઈ. અને દિલ્હીની ગાદીપર પંજાબનો સુબેદાર ગાજીખાન, "ગ્યાસુદ્દીન" એવું નામ ધારણકરી બેઠો.

## तघलख वंश.

सन १३२१ थी १४१४ सुधी ९३ वर्ष चाल्यो.

१ ग्यासुदीन. सन १३२१ मां गा. बे. सन १३२५मां म. पा. ५ वर्ष राज्य कर्यु.

આ બાદશાહ ખુલબનની દાસીનો પુત્ર હતો. એને સિંહાસન પ્રાપ્ત થયા પછી પોતે તારિફ કરવા લાયક છેવટ સુધી રાજ્ય ચલાવ્યું. તેણે ઢાકા પ્રાંતમાં કંઈ બખેડા થયા હતા તે મટાડ્યા. પછી પાછાં આવતાં તિરહુત પ્રાંત

લેઈને ત્યાંના રાજાને કેદ કર્યો.

ગ્યાસુદ્દીન દિલ્હી પાસે આવ્યો ત્યારે તેના વડા પુત્ર જુમાખાને, પોતાના બાપનો સત્કાર કરવા લાકડાનો તંબુ ઠોકાવ્યો હતો. તેમાં બાદશાહ પોતાના બીજા વાહાલા છોકરા સાથે દાખલ થયો. પણ અકસ્માત તંબુ ભાગી પડવાથી તેઓ કચરાઈ મુઆ. એ વખતે જુમાખાન ત્યાં નહોતો તેથી એવું અનુમાન થાય છે કે એ કાવતું એણે કરાવ્યું હશે. દિલ્હીમાં તગલખાબાદ નામની સુંદર ગઢી ગ્યાસુદ્દીને બંધાવેલી અદ્યાપિ પ્રસિદ્ધ છે. એના પછી એનો દિકરો જુમાખાન, મહંમદ નામ ધારણ કરી ગાદીએબેઠો.

२ महंमद. (जुमाखान.) सन १३२५ मां गा. बे. १३५१ मां म. पा. २६ वर्ष राज्य कर्युं.

આ બાદશાહે ગાદી ઉપર બેઠા પછી પોતાના દોસ્તો અને વિદ્વાન લોકોને ઘણી બક્ષિસો તથા પેનશનો આપ્યાં. એજ પ્રમાણે એણે દવાખાનાં અને ધર્મશાળાઓ બંધાવી વિદ્વાનોને અતિશય આશ્રય આપ્યો. એણે મૂર્ખાઈથી દેશો જીતવાના મનસુબા કર્યા. એણે પ્રથમ ઈરાન જીતવાનો ડોળ ઘાલી ૩૭૦૦૦૦ઘોડેસ્વાર વિગેરેની ભારે ફોજ એકઠી કરી, તેથી એનો સર્વ ખજાનો ખાલી થયો. તેથી બધા મૂલકની એણે ખુળધાણી કરી.

ત્યાર પછી ચીન દેશ જીતી લેવા એક લાખ માણસની ફોજ ત્યાં મોકલી તે હારી અને પાછા આવતાં પંદર દિવસમાં આખી ફોજ મરણ પામી. પોતાની ધારણામાં પોતે નિષ્ફળ થયો, તેથી તેણે ખજાનો ભરવા બીજા અ-

નાડી ઉપાય કર્યા. તે એકે, તેણે રૂપાને બદલે ત્રાંબાનાણું ચલાવવા માંડ્યું. આથી તે ભારે તંગીમાં આવી પડ્યો. એડુતો ઉપર ભારે વેરા નાંખ્યા. તેથી તેઓ ખેતરો છોડી જંગલમાં જતા રહ્યા. એણે પોતાની રાજધાની, દિલ્હીથી દોલતાબાદ આણી. અને દિલ્હીના લોકોને જુલમથી ત્યાં જવાનો હુકમ કર્યો. એ જા આવમાં હજારો માણસ માર ગમાં મરણ પામ્યા. આથી રૈયતને ઘણીજ પીડા થઈ. તે ઠઠ્ઠા શેહેરમાં મરણ પામ્યો. પછી તેનો ભત્રિજો ફિરોઝુદીન ગાદીપતિ થયો.

## ३ फिरोजुद्दीन. सन १३५१ मां गा. बे. १३८८मां म. पा. ३७ वर्ष राज्य कर्युं.

આ બાદશાહના વખતમાં મોટી મોટી લડાઈઓ થઈ નથી. એણે ઘણા ડહાપણથી પોતાના કાયદા કર્યા. તેમજ લોકોપયોગી કામો પણ ઘણાં કર્યા. તેથી એ પંકાએલોછે. એણે ઘણા ત્રાસદાયક કર માફ કર્યા. ખેતીને પાણી મળવા સારૂ ૫૦ નદીઓને બાંધ બંધાવ્યાં; ૪૦મસિદો બાંધી; ૩૦ વિદ્યાલયો સ્થાપ્યાં; ૧૦૦ધર્મશાળાઓ કરી; ૩૦તળાવો.૧૦૦ દવાખાનાં, અને ૧૦૦હમામખાનાં. (નહાવાની જગ્યાઓ) અને એ સિવાય બીજા ઘણાં સુખદાયક અને શોભાયમાન કામો કર્યાં. એ કામો હંમેશ ચાલવા માટે તેઓને જમીનોની નીમણુંક કરી આપી હતી. એણે એક નેહેર જમનાના મૂળ પાસેથી આરંભીને, કર્નાલ ઉપરથી હાંસી અને હિસ્સાર સુધી બંધાવેલી છે. એ નેહેર ગાગર નદી સુધી ગઈ છે. તે સુમારે ૧૦૦ કોશ લાંબી છે. ફિરોઝુદીન સ્વભાવે શાણો હતો. તે ૯૦ વર્ષની ઉમ્મરે મર્ણ પામ્યો.

એની પછી એનો પુત્ર નાશરૂદીન ગાદીએ બેઠો.

४ नासरूद्दीन. सन १३८८ मां गा. बे. १३८९ मां
म. प. १ वर्ष राज्य कर्युं.

આ પાદશાહને તેના બે પિત્રાઈ ભાઇઓએ દિલ્હીમાંથી હાંકી મૂક્યો. તેથી તેને સરમોરના પહાડમાં નાશી જવું પડ્યું. એ ઘણો નબળો તથા બેવકૂફ હતો. એની પછી ગ્યાસુદીન બીજો, જે ફિરોઝુદીનનો એક પૌત્ર હતો તે ગાદીએ બેઠો

५ ग्यासुद्दीन बीजो. सन १३८९ मां गा. बे. एज
सालमां म. पा. ५ मास राज्य कर्युं.

જે પિત્રાઈ ભાઇઓએ એને ગાદી ઉપર બેસાડ્યો હતો, તેઓની સાથે અણબનાવ થયો. તેથી તેઓએ એને મારી નાંખ્યો, પછી ફિરોજનો પૌત્ર અબુબકર ગાદીએ બેઠો.

६ अबुबकर. सन १३८९ मां गा. बे. १३९० मां
पदभ्रष्ट थयो १ वर्ष राज्य कर्युं.

આ પાદશાહને પોતાના કાકા નાસરૂદીન સાથે કજીઓ ચાલ્યો તેમાં નાસરૂદીને દિલ્હીમાં કાયમ અમલ બેસાડ્યો. અને પોતાના પ્રતિસ્પર્ધિ અબુબકરને જલદીજ કેદ કર્યો.

७ नासरूद्दीन. सन १३९० मां गा. बे. १३९४ मां
म. पा. ४ वर्ष राज्य कर्युं.

એની બીજીવારની કારકીર્દિમાં જ્યાંત્યાં અવ્યવસ્થા ચાલી હતી. તથાપિ એની વખતમાં ગુજરાતના સૂબેદાર ફરેતુલમુલ્કે બંડ કર્યું. તેનો મુજફરખાને પરાજય કર્યા પછી પાદશાહી અમલ ઢીલો પડ્યો. એની પછી એનો છોકરો હુમાયુ

ગાદી ઉપર બેઠો પરંતુ તે ૪૫ દિવસમાં મુઆ પછી, તેનો નાનો ભાઈ મહમૂદ સિંહાસન ઉપર બેઠો.

८ महमुद. सन १९३४ मां गा. बे. १९१९ मां म. पा. २० वर्ष राज्य कर्युं.

ગાદીએ બેઠો ત્યારે આ પાદશાહ નાની ઉમ્મરનો હતો. એના બાલ્યાવસ્થા અને રાજ્ય માંહેની અવ્યવસ્થા એ બે કારણોને લીધે ગુજરાતનો સૂબેદાર મુજફ્ફરશાહ સન ૧૩૯૬ માં સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા લાગ્યો. સન ૧૩૯૪ માં ખાનદેશમાં નાસિરખાન સ્વતંત્ર થયો હતો. એજ સાલમાં બાદશાહના વજીર ખાનજાંહને જવાનપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. અને સન ૧૪૦૧માં માળવામાં દિલાવરખાંએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

આ બાદશાહના વખતમાં સન ૧૩૯૮માં મોગલ શરદાર તૈમૂરલંગે હિંદુસ્તાનઉપર સ્વારી કરી તેણે અહીં આવી ઘણાં શહેરો બાળી નાંખ્યાં અને ઘણાં માણસોના જીવ લીધા દિલ્હી શેહેરમાં તો કેર વર્તાવ્યો, મહમૂદ ગુજરાતમાં નાશી ગયો ઘણી લુટ કરી તૈમૂર સ્વદેશ ગયો. તૈમૂર ગયાકેડે મહમૂદ ગુજરાતમાંથી પાછો આવ્યો ત્યારે તે અને કોઇ એક બાલ નામે સરદાર એ બંનેનો કઈવાર સુધી ટંટો ચાલ્યો. એસરદારના મુઆ પછી મહમૂદ ફરીને દિલ્હીનો બાદશાહ થયો તે જીવતાં સુધી રહ્યો. એના પછી દોલતખાન લોદીએ ૧૫ મહિના સુધી રાજ્ય કર્યા પછી પંજાબના સૂબેદાર খিজর-ખાને તેને ગાદી ઉપરથી કાઢી મૂકી પોતે ગાદીપતી થયો.

# सैयद वंश अने लोदी वंश.

| नाम. | गा. बे. सन. | गा. ऊ. सन. | रा. क. वर्ष. |
|---|---|---|---|
| १ खिजरखान. | ૧૪૧૪ | ૧૪૨૧ | ૭ |
| २ मुबारिक. | ૧૪૨૧ | ૧૪૩૫ | ૧૪ |
| ३ महम्मद. | ૧૪૩૫ | ૧૪૪૪ | ૯ |
| ४ अलाऊद्दीन. | ૧૪૪૪ | ૧૪૫૦ | ૬ |
| १ बहिलोलखानलोदी. | ૧૪૫૦ | ૧૪૮૮ | ૩૮ |
| २ सिकंदरलोदी. | ૧૪૮૮ | ૧૫૧૬ | ૨૮ |
| ३ इब्राहिमलोदी. | ૧૫૧૬ | ૧૫૨૬ | ૧૦ |

૧ ખિજરખાંન. એના વખતમાં કાંઈ જાણવા જોગ બનાવ બન્યો નથી.

૨ મુબારિક. એના વખતમાં પણ કાંઈ બનાવ બન્યો નથી.

૩ મહમ્મદ. ૪ અલ્લાઉદ્દીન. આ બાદશાહોના વખતમાં દિલ્લીની પાદશાહી સત્તા છેક ભાગી પડી હતી. બધા સૂબાઓ સ્વતંત્રપણે રાજ્ય ચલાવતા. છેલ્લો અલ્લાઉદ્દીન દિલ્હીની ઉત્તરે ૭૦ મૈલપર બુદાયુન નામના ગામમાં જઈ રહ્યો હતો.

૧ બહિલોલખાન. એણે ભાગી પડેલી પાદશાહી સત્તા વધારી. પંજાબ, મુલતાન, બુંદેલખંડ વિગેરે ઠેકાણે પોતાનો અમલ બેસાડ્યો. એણે જોનપુરના રાજાને હરાવ્યો હતો.

૨ સિકંદર. આ બાદશાહ ન્યાયી પણ ધર્માંધ હતો. વિદ્વાનોને આશ્રય આપતો પોતે કવિતા બનાવતો. એ પોતાની

રાજ્યધાની દિલ્હીથી આગ્રે લેઈ ગયો હતો.

૩ ઇબ્રાહિમ. આ રાજા ગર્વિષ્ટ અને જૂલમી હતો. તેથી તેના તાબાના સૂબા તેની સામા થતા હતા. પંજાબના સૂબા દોલતખાંએ, પોતાની મદદે, કાબૂલથી બાબર નામના રાજાને તેડાવ્યો. તે બાબર અને ઇબ્રાહિમની લડાઈ પાનિપતના મેદાનમાં સન ૧૫૨૬માં થઈ. ઇબ્રાહિમ પાસે ઘણું લશ્કર હોવા છતાં તેની હાર થઈ. બાબરે જીત મેળવ્યા પછી હિંદુસ્તાનમાં મુગલાઈ રાજ્ય ચાલું થયું.

# मोगल वंश.

सन १५२६ थी १७६१ सुधी. २३५ वर्ष चाल्यो.

१ बाबर. सन १५२६ मां गा. बे. १५३०मां म.पा.

४ वर्ष राज्य कर्युं.

આ મોગલ પાદશાહ, તૈમૂરલંગથી છઠો પુરૂષ હતો. એ નાનપણમાં અનેક સંકટો ભોગવી, તથા જય પરાજય અનુભવિને, છેલ્લે સમરકંદ તથા બોખારાનું ધણીપણું સન ૧૫૧૧ માં પામ્યો હતો. પણ આગળ ત્રણ વર્ષે તેનું તે સઘળું રાજ્ય જઈને બલ્ખપ્રાંત માત્ર રહ્યો. હિંદુસ્તાનમાં બાદશાહ થયા પછી એક વર્ષમાં તેણે ધોળપૂર, ગ્વાલિયર, જવાનપૂર વિગેરે લીધા. મેવાડના રાજા સંગ સાથે સન ૧૫૨૬ માં શિકરીના મેદાનમાં લડાઈ કરી તેને હરાવ્યો. સન ૧૫૨૮માં માળવામાં ચંદેરી લીધું. પછી બંગાળા અને બહાર લીધાં. આગળ કેટલાક મહિના સુધી તેની તબિયત બિમાર રહી અને પછી તે મરણ પામ્યો. તેવારે તેની ઉમ્મર

૫૦ વર્ષની હતી. એનું સબ, એના કહ્યા પ્રમાણે કાબૂલ લેઈ જઈ દાટ્યું. બાબર, હિંદુસ્તાનમાંના બહાદૂર અને સારા રાજાઓમાંનો એક હતો. તે ઘણો વિદ્વાન હતો. ફારશી અને તૂર્કિ ભાષામાં કવિતા રચતો. તે ઠંડા સ્વભાવનો ને મન મેળાપી હતો. પ્રજાનાં સુખનાં સાધનો વધારવા ઉપર લક્ષ રાખતો. એના પછી એનો દિકરો હુમાયુન ગાદીએ બેઠો.

## २ हुमायून. सन १५३० मां गा. बे. १५५६मां म.पा. २६ व. रा. कर्युं.

બાબરને ૪ દિકરા હતા હુમાયુન, કામરાન, હિંદાલ, અને મિર્ઝાઅસ્કરી. કામરાન કાબૂલ અને કંદહારનો સુબેદાર હતો. હિંદાલ સંબર પ્રાંતનો અને મિર્ઝાઅસ્કરી મેવાડનો સુબેદાર હતો. બાકીનુ બધું રાજ્ય, હુમાયન પાસે હતું. એનો એક મોટો શત્રુ, શિરશાહ નામે પઠાણ હતો. તેના સાથે એને ત્રણવાર લડાઈ કરવી પડી. તેમાં હુમાયૂનનો કેવળ પરાજય થયો. બે વખતતો તે નદીમાં ડુબતો ડુબતો બચ્યો હતો. પછી તે હિંદુસ્તાનમાંથી નાશી, ઈરાનના શાહ તમસ્પને આશરે જઈ રહ્યો. અને હિંદુસ્તાનની ગાદીપર શિરશાહ બેઠો. સન ૧૫૪૦.

શિરશાહ ઘણો શાણો અને પરાક્રમી હતો. તેણે લોકોના સુખ માટે બંગાળેથી સિંધુ નદિ સુધી રસ્તો બંધાવી, તે ઉપર ઠેકાણે ઠેકાણે, કુવા તથા ધર્મશાળાઓ બંધાવી, અને રસ્તાની બે બાજુએ ઝાડો રોપાવ્યાં, તેણે મેહેસુલ બાબતના ચાલુ રીવાજમાં સુધારો કર્યો. કલિંજરના ઘેરામાં તેનું દારૂખાનું સળગ્યું, તેથી તેનું અંગ દાઝ્યુ અને તે મરણ પામ્યો ૧૫૪૫. તેની પછી તેનો વડો દિકરો સલીમ-

શાહ તખ્તપર બેઠો. તે નવ વર્ષ રાજ કરી મર્ણ પામ્યો. પછી તેના કાકા મહમ્મદ આદિલીએ, સલીમના બાર વર્ષના છોકરાને મારી તખ્ત છીનાવી લીધું. આદિલી ઘણો ઘાતકી હતો. તેણે લોકોપર જૂલમ કરવાથી, લોકોએ તેની સામે બંડ કરી તેને હાંકી કાઢ્યો. આ વખતે ઇરાનના બાદશાહ તમસ્પના મદદથી, હુમાયૂને હિંદુસ્તાનનું રાજ્ય ફરીથી મળ્યું, પણ પછી તે એક વર્ષ જીવી, મરણ પામ્યો. દિલ્હીમાં પોતાના રંગમેહેલના જરૂખામાંથી ઉતરતાં પડી જવાથી તેનું મર્ણ થયું. તેની પછી તેનો પુત્ર અકબર તખ્તાધિપતિ થયો.

३ अकबर सन १५५६ मां मा. वै. सन १६०५ मां

म. पा. ४९ वर्ष राज्य कर्युं.

આ પાદશાહ ગાદીએ બેઠો ત્યારે ૧૩ વર્ષનો હતો તેથી રાજ્યકારભાર, મુખ્ય વજીર બેહેરામખાન ચલાવતો. આ બુદ્ધિવાન પણ આપ અખ્તીઆર વજીરના કારભારમાં ઘણું કરીને તમામ દેશ પૂર્ણ રીતે કબજામાં આવ્યો હતો. જ્યારે અકબરે પુખ્ત ઉમ્મરનો થઇ, સન ૧૫૬૦ માં રાજ્ય પોતાને કબજે લીધું, ત્યારે બધે સમાધાની હતી. એનું રાજ્ય લાંબા વખત સુધી ચાલ્યું તેટલામાં એણે ઘણાં ઘણાં પરાક્રમો કરી તથા ઘણા દેશો જીતી, છેવટે તે આખા ભરતખંડનો ધણી થઈ અક્ષય કીર્તિ મેળવી. હિંદુસ્તાનમાં જે મુસલમાન રાજાઓ થઈ ગયા તે બધામાં એ ઉત્તમ હતો. કેમકે તે પોતાની પ્રજાના સુખને માટે ચિંતા રાખતો. તેણે હિંદુઓને ઉંચા દરજ્જાની નોકરીઓ આપી; રૈયત ઉપરથી અઘટિત કરો માફ કર્યા; શિરશાહના ઠરાવેલી મેહેસુલની રીતમાં, સુધારો કર્યો; ન્યાય ખાતાને પુષ્ટિ આપી;

બધી ઘાતકી અને નિર્દય સજાઓ કરવાની મનાઈ કરી; સતિ થવાનો ચાલ બંધ કર્યો, ટુંકામાં તેણે પોતાની પ્રજાને સુખી અને આબાદાની ભરેલી કરવાને કંઈ પણ કસર રાખી નહીં.

અકબરના દરબારમાં, ટોડરમલ, માનસિંહ, અબુલફ્જલ, ફૈજી વિગરે વિદ્વાન પુરૂષો અધિકાર ઉપર હતા. ફૈજીએ ઘણા સંસ્કૃત ગ્રંથોના ફારશી બોલીમાં તરજુમા કર્યા છે. ટોડરમલે જમાબંદીની રીત બાંધી. મહમ્મદ આદિલીના વજીર હેમૂને, અકબરના વજીર બેહેરામખાને પાનિપતના મેદાનમાં હરાવ્યો હતો. સન ૧૫૫૬.

અકબર, શરીરે સુદૃઢ, સ્વરૂપે રૂપાળો, સ્વભાવે શૂરો, ઉદ્યોગી અને મન મેળાપી હતો. તે આખા દહાડામાં એક પહોર ઊંઘતો હતો. એનો જન્મ સિંધમાં અમરકોટમાં સન ૧૫૪૨ ના અકટોમ્બરમાં થયો હતો, આ બાદશાહને ત્રણ છોકરા હતા.-સિલીમ, મુરાદ અને દાનિઆલ; પણ તેને એકેની તરફથી સુખ મળ્યું નહોતું. સિલીમે સન ૧૬૦૧ માં પોતાના બાપ સામે બંડ કર્યું હતું, મુરાદ સન ૧૫૯૯ માં ૨૯ વર્ષના ઉમ્મરે મરણ પામ્યો હતો, અને દાનિઆલ દારૂના વ્યસનથી સન ૧૬૦૪ માં ગુજરી ગયો. અકબર પછી તેનો પુત્ર સિલીમ ગાદીએ બેઠો.

४ सिलीम (जहांगीर) सन १६०५ मां गा. ने. सन १६२७ मां म. पा. २२ वर्ष राज्य कर्युं.

આ બાદશાહ જહાંગીર એટલે દુનિઆં જીતનારો, એવો કિતાબ ધારણ કરી સિંહાસન ઉપર બેઠો, તે આળસુ

તથા એ ફિકરો રાજા હતો, પણ તેના પિતાના વખતમાં રાજ્ય એવી સારી સ્થિતિમાં આવેલું હતું કે, ઘણાં વર્ષ સુધી સમાધાની અને સલાહ ચાલૂ રહી.

તે એના બાપની પેઠે લોકોને ઇનસાફ આપતો નહીં પણ પોતે ઇનસાફ આપે છે એવું ડોળ રાખતો. તેણે મેહેલની દિવાલે એક સાંકળ બાંધિ હતી. તે ફરીયાદી લોકો હલાવતા એટલે માંહે ટાંગેલો સોનાનો ઘંટ વાગી તેને ખબર થતી.

આ બાદશાહે. નૂરજહાં નામની એક ખૂબસુરત અને કામેલ સ્ત્રીને પરણવા સારૂ તેના ધણીને મરાવી નંખાવી, તેણીને સન ૧૬૧૧ માં પોતાના જનાનખાનામાં લાવી રાખી, સર ટામસરો નામે એક અંગ્રેજી વકીલ લખેછે કે તે ભલો, ઉદાર ને સ્વછંદી હતો. એ વકીલ તેના દરબારમાં સન ૧૬૧૫ થી ૧૬૧૮ સુધી રહ્યો હતો, જહાંગીરે સન ૧૬૨૭ માં કાસ્મિરમાંમરણપામ્યો.તેનેત્રણદિકરા હતા.ખુશરૂ,પરવીજઅને ખુરમએટલેશાહજહાં.તેઓમાંથીશાહજહાંતખ્તાધિપતીથયો.

## ५ शाहजहां. सन १६२७ मां गा. त्रे. १६५८ मां पदभ्रष्ट थयो. ३१ वर्ष राज्य कर्यं.

આ બાદશાહે ગાદીએ બેસતાંજ પોતાના ભત્રીજાઓને મારી નંખાવ્યા. આ ઘણું ઘાતકી કામ તેણે કર્યું. બીજી બાબતમાં તે સારો હતો. તેણે લોકો ઉપર સારી રીતે અમલ ચલાવ્યો, તેઓને કાયદા મનાવ્યા, તેથી એના વખતમાં દેશ ઘણો આબાદાનીમાં હતો. એના વખતમાં કાબુલ અને દક્ષિણમાં બંડો થયાં તે એણે મટાડ્યાં. આગ્રામાં તેણે પોતાની પ્રિય સ્ત્રિ મુમતાજ બેગમની કબર ઉપર એક પ્રખ્યાત

મેહેલ બંધાવેલોછે, તેને તાજમેહેલ કહેછે. તે આખી દુનિઆમાં વખણાય છે તેને પોતાને બેસવા રત્ન જડિત મયૂરાસન કરાવ્યું હતું. તેનો ખર્ચ સુમારે રાડા છ ક્રોડ રૂપીઆ થયા હતા.

શાહજહાંના રાજ્યનું વસુલ ૩૨ ક્રોડ રૂપીઆ આવતા હતા. એ સ્વભાવે ભલો તથા જરા ભોળો હતો. તેથી તેના છોકરાઓથી તે ઠગાયો. એને ચાર છોકરા હતા. મોટો દારા, હિમ્મતવાન, પ્રમાણિક અને જુસ્સાવાળો હતો. સુજા વિષયી અને વ્યસની હતો. છેક નાનો મૂરાદ, બેવકુફ અને સ્વછંદી હતો. ત્રીજો છોકરો ઔરંગજેબ, ઘણો લુચ્ચો, સાવધ, હિકમતી અને લોભી હતો. યુક્તિથી તેણે પોતાના બાપને બંધીખાને નાંખી પોતે તખ્તાધિપતિ થયો.

## ૬ औरंगजेब. सन १६५८ मां गा. ते. १७०७ मा म. पा. ४९ वर्ष राज्य कर्यु.

ઔરંગજેબે ગાદી ઉપર બેઠા પછી પોતાના ભાઈ ભત્રિજાઓને મારી નાંખ્યા. એનામાં યુદ્ધ કૌશલ્ય, શૌર્ય અને શ્રમ સહન કરવાનું સામર્થ્ય, એ અતિશય હતાં. તે અતિ ઉદ્યોગી હતો, એને મુસલમાની ધર્મનું અભીમાન હતું તેથી તેણે ધર્મનો પક્ષ કરીને પોતાની હીંદુ પ્રજાને પીડા કરવાનું આરંભ્યુ. હિંદુઓની યાત્રા, પોતાના દેશમાંથી ટાળી; મુસલમાનોને જકાત વિગેરે માફ કર્યું. અને હિંદુઓ ઉપર જજિયા વેરો નવો બેસાડ્યો, તથા તેમને સરકારી કામમાં નહીં રાખવાને સર્વ કામદારોને આજ્ઞા કરી. દારાના સરદાર જસવતસિંહને સન ૧૬૫૮ માં તેણે પરાજય કર્યો.

ઔરંગજેબની આખરીના વખતમાં, શિવાજી નામે મરેઠા સરદારે દક્ષિણમાં એક નવું રાજ્ય સ્થાપ્યું. તે ઔરંગજેબનો કટ્ટો દુશ્મન હતો. એક વખતે તે, એને તાબે થયા છતાં, મિઠાઈના ટોપલામાં સંતાઈ, પોતાના છોકરા સહિત નાશી ગયો હતો. ઔરંગજેબના મરણ પછી મોગલ રાજ્યની પડતી દશા ચાલી. ઔરંગજેબને, આજીમ, મોઆજીમ અને કામબક્ષ; એ ત્રણ છોકરા હતા. તેના મુઆ પછી આજીમ પોતાને બાદશાહ કહેવડાવવા લાગ્યો. પણ મોઆજીમે ચઢાઈ કરી, તેને અને તેના બે છોકરાને મારીનાંખ્યા. અને પોતે બહાદુરશાહ નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો.

७ ब्रहादूरशाह.(मोयाजीम.) सन १७०७ मां गा.बे. १७१२ मां म. पा. ५ वर्ष राज्य कर्युं.

બહાદુરશાહે ગાદીએ બેઠા પછી પોતાના ભાઈ કામબક્ષને હરાવી મારી નાખ્યો. તેણે લાહોરમાં દેહ મૂક્યો. તેના મરણ પછી તેના છોકરાઓમાં પરસ્પર કલેશ ચાલ્યો, પછી સૌથી મોટા જહાંદારશાહને ગાદી મળી.

८ जहांदारशाह. सन १७१२ मां गा. बे. १७१३ मां म. पा. ८ मास राज्य कर्युं.

આ બાદશાહ દુરાચરણી હતો. તેના વજીરનું નામ જુલ્ફિકારખાંન. એને એના ભત્રિજા ફરોખશીરે મારી નાંખ્યો. અને પોતે ગાદી ઉપર બેઠો.

९ फरोखशिर सन १७१३ मां गा. बे. १७१९ मां म. पा. ६ वर्ष राज्य कर्युं.

એને તખ્ત આપવામાં, હુસેન અને અબદુલ્લા નામના

સૈયદ સરદારોએ મદદ કરી હતી. તે ગાદીએ બેઠા પછી એ સૈયદોજ રાજ્યકારભાર ચલાવતા. પણ ફરોખશીરે કોઈ રૂકનુદ્દોલા નામે સરદાર ઉપર કૃપા કરેલી જોઈ, સૈયદોએ તેને રાજ્યભ્રષ્ટ કર્યો અને મારી નાંખ્યો. પછી રફિઉદ્દવલા નામે બીજા છોકરાને, પાદશાહ પદ આપ્યું. તે પણ થોડા મહિનામાં મર્ણ પામ્યો. છેલ્લે રોશનઅખ્તરને, મહમદશાહ. એવો કિતાબ આપીને રાજ્યાધિકાર આપ્યો.

૧૦ महम्मदशाह. सन १७१९ मां गा. बे. १७४८ मां म. पा. २९ वर्ष राज्य कर्युं.

આ બાદશાહની કારકિર્દિમાં નાદિરશાહ નામે ઇરાનીએ, સન ૧૭૩૮ માં હિંદુસ્તાન ઉપર સ્વારી કરી, તે દિલ્હીમાં આવ્યો, પણ મહમ્મદશાહ પોતાના કમકૈવતને લીધે તેની સામો થઈ શક્યો નહિ. દિલ્હીમાં કોઇએ એવી બૂમ ઉડાડી કે "નાદિરશાહ મરી ગયો." આથી દિલ્હીની રૈયત,નાદિરના લશ્કર સાથે લડવા લાગી. બીજે દહાડે નાદિર, શેહેરમાં ફરવા નીકળ્યો અને જે મેહેલ્લામાં તેણે ઇરાનીનું મડદુ દીઠુ તે મેહેલ્લાના તમામ રહેવાશીઓને તેણે મારી નંખાવ્યા. આ રીતે ૩૦૦૦૦ માણસો માર્યા ગયાં.

આ ભયંકર ખનરેજી પછી નાદિરશાહ ૩૭ દિવસ ત્યાં રહી. પુષ્કળ ખજાનો લેઈ ઇરાન ગયો. એના ગયા કેડે દિલ્હીમાં તમામ ઠેકાણે અવ્યવસ્થા થઈ હતી. લશ્કરમાં ફાટફુટ અને ખજાનો ખાલી હતો. દક્ષિણમાં મરેઠા લોકો લૂટ ચલાવતા. તેમના ઉપદ્રવથી જે પ્રાંતો બચ્યા હતા, તે નાદિરશાહે ખરાબી કરી. પછી મહમ્મદશાહ થોડાંજ વર્ષમાં

મરણ પામ્યો. પછી તેનો દિકરો અહમ્મદશાહ તખ્તે બેઠો.

११ अहम्मदशाह. सन १७४८मां गा. बे.सन १७५४ म. पा. ६ वर्ष राज्य कर्युं.

આ બાદશાહને નિજામના છોકરા ગ્યાસુદ્દીને, તખ્ત ઉપરથી કાઢી તેની આંખો ફોડી. અને એની જગાએ બહાદુરશાહના વડા છોકરાને આલમગીર બીજો એવું નામ આપી ગાદીએ બેસાડ્યો.

१२ आलमगीर बिजो. सन १७५४मां गा. बे. १७५८ म. पा. ४ वर्ष राज्य कर्युं.

આ બાદશાહ પાસે ગ્યાસુદ્દીન વજીરાત કરતો હતો. એણે આલમગીરને મારાઓને હાથે મરાવ્યો. એ પછી એણે તેની જગાએ બાદશાહના કુટુંબમાંના એક શાહજહાં નામે શાહજાદાને ગાદીએ બેસાડ્યો. પરંતુ પાદશાહના વડા છોકરા અલીગોહેરે, શાહઆલમ એવો કિતાબ ધારણ કરી, તેની પાસેથી તખ્ત લેઈ લીધું.

સદાશિવરાવભાઉ અને પેશવાના પુત્ર વિશ્વાસરાવ, એઓ મોટું લશ્કર લેઈ દિલ્હી આવ્યા. અને ગ્યાસુદ્દીનને તેમણે હાંકી કાઢ્યો, પછી અફગાન સરદાર અહમ્મદશાહ અબદલ્લી સાથે તેમને સન ૧૭૬૧માં પાનિપતના મેદાનમાં લડાઈ થઈ. તેમાં મરાઠાઓની કેવળ હાર થઈ. પછી ગુલામ કાદિર નામે રોહિલાએ. શાહઆલમની આંખો ફોડી, પોતે સત્તાધારી થયો. ત્યાર પછી મરેઠી સરદાર સિંધિયાએ દિલ્હી લેઈ, રોહિલાને કેદ કર્યો, પણ સન ૧૮૦૩ માં અંગ્રેજોએ દિલ્હી લેઈ, ત્યાંના બાદશાહને સારૂં ઘટતો બંદોબસ્ત કર્યો,

શાહઆલમના મર્ણ પછી અકબરશાહ અને મુજામહસન, બ્રિટિશ સરકારના આશ્રય નીચે દિલ્હીના બાદશાહ થયા. એ રીતે મોગલવંશની આહખર આસવી.

---

## भाग २ जो.

### युरोपिअन लोकोंनी हिंदुस्तानमां पहेल वहेली सफरो.

હીંદુસ્તાનની શોભાયમાન મખમલ, સ્વાદિષ્ટ મશાલા અને ચળકતાં જવાહિરો વિશે યુરોપિયન લોકોને ઇ. સ. પેહેલાંથીજ ખબર હતી; પરંતુ તેઓને સન ૧૫૦૦ પૂર્વે આ દેશ સાથે પાધરો વ્યવહાર ઘણો થોડો હતો. કાંઈ પણ માલ, જમીનને રસ્તે હિંદુસ્તાનમાંથી વણઝાર મારફત ઇરાન અને એશિઆ માઇનર થઇને, કાન્સટાન્ટીનોપલ લેઈ જવામાં આવતો હતો. અને સન ૪૭૬થી તે સન ૧૪૯૨માં અમેરીકાની શોધ થઈ ત્યાં સુધીમાં વેનીસ અને જીનો- આના વેપારીઓએ પુષ્કળ દોલત, હિંદુસ્તાનનો માલ ખ- રીદ કરી, યુરોપમાં લેઈ જઈ વેચવાથી મેળવી હતી.

સોળમા સૈકાને આરંભે પોર્તુગિઝ લોકોએ દરિઆઈ સફરોથી નામદારી મેળવી. સન ૧૪૮૭માં પોર્તુગિજ ના- ખુદા બાર્થોલો મિયો ડીએઝે, આફ્રિકાને દક્ષિણ છેડે સફર કરી. તેને ત્યાં તોફાની પવન લાગ્યાથી, એ છેડાનું નામ તેણે "કેપસ્ટાર્મ" પાડ્યું. પોર્તુગાલનો રાજા જોન, હિંદુ- સ્તાનમાં જવાના આ નવા રસ્તાની શોધથી ખુશી થયો. અને તેણે તે કેપનું નામ ફેરવી, કેપ આવ ગુડ હોપ

( સારી આશાની ભૂશિર ) પાડ્યુ.
જીનોઆના એક રહેવાશી કોલમ્બસ નામના વહાણવટીએ પશ્ચિમ તરફ હંકારતાં હિંદુસ્તાન પહોંચવાની ઉમેદથી આટલાંટિક મહાસાગર ઓળંગ્યો. અને સન ૧૪૯૨ માં અમેરિકા શોધી કાઢ્યો. સન ૧૪૯૭ ના જુલાઈની ૮ મી તારિખે, પોરતુગિઝ લોકોના રાજા ઇમાન્યુઅલની સૂચનાથી વાસ્કોડીગામા ત્રણ સારાં વહાણો લેઈ લિસ્બોનથી નીકળ્યો. તે ૧૧ માસે દક્ષિણ હિંદુસ્તાનમાં મલબાર કાંઠે કાલીકટ બંદરે ઉતર્યો, તેણે મલબારના રાજા ઝામોરિન સાથે કાંઈ વ્યવહાર ચલાવ્યો. પાછળથી તેની સાથે અણબનાવ થયાથી ત્યાંના રેહેવાશીઓને, પોતાનો માલ વેચી દેઇ, બે વર્ષ અને બે માસે તે પોરતુગાલ આવી પહોંચ્યો અગષ્ટ ૧૪૯૯.

સન ૧૫૦૦ માં કાબ્રાલને પોરતુગાલના રાજાએ વધારે વહાણો આપી મોકલ્યો. તે વહાણો તોફાનથી પશ્ચિમ તરફ તણાયાથી. તેમને બ્રાઝીલ દેશનો શોધ લાગ્યો. પછી તે હીંદુસ્તાન આવ્યો. ત્યાં તેને ઝામેરિન સાથે કજીઓ થયો તેથી કોચીન બંદરેથી પોતાનાં વહાણો માલથી ભરી તે પોતાને દેશ ગયો. ત્યાર પછી સન ૧૫૦૨ માં વાસ્કોડી ગામા બીજી વાર હિંદુસ્તાનમાં આવ્યો. સન ૧૫૧૦ માં આલફોન્સો આલ્બુકર્ક સુબો કરીને આવ્યો. તેણે ગોવા લીધું પછી મલાયા દ્વિપકલ્પમાં મલાકા અને ઇરાની અખાતમાં ઓર્મઝ બેટ જીતી લીધો. તેને રાજાએ કામથી દુર કર્યો. તે અપમાન સહન ન થવાથી તુટેલે દિલે સન ૧૫૧૫ માં તે મરી ગયો, તેને ગોવામાં દાટ્યો. આકુસની કેરી આ-

ફ્રોન્સો આલ્બુકર્કના નામ પરથી કહેવાય છે. કેમકે તે પોર્ટુગાલથી હિંદુસ્તાનમાં એજ સખ્સ લાવ્યો હતો.

એ પછી હાલાંડના ડચ લોકોએ, સોળમું સૈકુ પુરૂં થતાં, મશાલાના બેટો તથા હિંદુસ્તાન જોડે વેપાર કરવા માંડયો તેમની રાજધાની જાવા બેટના બતેવિયા નગરમાં હતી. એ શેહેર તેમણે ઇ. સ. ૧૬૧૯માં વસાવ્યું. ત્યાર પછી તેમને નેગાપમ, પુકલિકટ, ચિન્સુરા, ને બીજી જગાઓ મળી. ડેન્માર્કની સરકારે બે થાણાં હિંદુસ્તાનમાં કર્યાં.— ત્રાંક્વિબાર અને હુગલી નદી ઉપર સીરામપોર. તેમાં ત્રાંક્વિબાર, સન ૧૬૧૬ માં તંજાવરના રાજા પાસેથી તેમણે ખરીદ કરયુ હતું. છેવટે એ થાણાં સન ૧૮૪૫ માં અંગ્રેજ સરકારે તેમની પાસેથી વેચાથી લીધાં. એ પછી અંગ્રેજ લોકે હિંદુસ્તાનના વેપારમાં હાથ ઘાલવાનો પ્રયત્ન કર્યો.

## अंग्रेज लोकोनी हिंदुस्तानमां वेपारनी कोशिश.

ઇ. સ. ૧૫૯૯ના ડિસેમ્બર માસની તા. ૩૧ મીએ, ઇંગ્લાંડમાં એક કંપની ઉભી થઇ. અને ત્યાંની રાણી ઇલિઝાબેથ પાસેથી વેપાર કરવા પટ્ટો મેળવ્યો. પેહેલવેહેલાં માલનાં ૪ વહાણો ભરી એ કંપનીએ હિંદુસ્તાન મોકલ્યાં. તેમાં બે લાખનો માલ તથા રોકડ હતી. તે સાથે ૫૫૦ માણસો, હથિયાર, દારૂગોળો અને ખોરાકી હતી. તેનો ઉપરી કમાન જેમ્સ લેંકેસ્ટર હતો. એ કાફલો ઉલીચનું બંદર છોડી આગળ ચાલ્યો. તે ૧૬૦૧માં સુમાત્રા બેટ પહોંચ્યો. સન ૧૬૧૧માં પેહેલ વેહેલા અંગ્રેજો હિંદુસ્તાનને પૂર્વ કાંઠે, મછલીપટ્ટનમાં ઉતર્યા, અને સન ૧૬૧૬માં તેમની ત્યાં, સુરત, અને કાલિકટ બંદરમાં વખારો હતી. સન

૧૬૧૨ માં જહાંગીર બાદશાહે એ વેપારી કંપનીને, સુરત, અમદાવાદ અને ખંભાતમાં માલ ભરવાની વખારો બાંધવાની પરવાનગી આપી. સન ૧૬૨૧ માં, આંબોયનાના વલંદા કિલ્લેદારોએ ત્યાં રહેલા ૧૮ અંગ્રેજોને તેમનાં ચાકર સુધાં મારી નાંખ્યા. જો કે ઇંગ્લાંડ તથા હોલાંડની વેપારી કંપનીઓ વચ્ચે, એક બીજા સાથે સલાહ રાખી, વેપાર કરવાનો કરાર થયો હતો. તે છતાં તેઓએ આ ઘણું ઘાતકી કામ કર્યું. ઈ. સ. ૧૬૩૯ માં ચંદ્રગઢના હિંદુ રાજા પાસેથી, કંપનીએ પરવાનગી મેળવી, પેહેલા ચાર્લ્સ રાજાના હુકમથી, મદ્રાસમાં એક કિલ્લાવાળી વખાર બાંધી, તેનું નામ ફોર્તસેંતજ્યોર્જ પાડ્યું. ઈ. સ. ૧૬૫૧ માં હેમિલ્ટન નામે એક અંગ્રેજ વૈદે દિલ્હીના પાદશાહ શાહજહાંની છોકરીની દવા કરી સાજી કરી. તેથી પાદશાહ તેનાપર ખુશી થયો. આથી તે વૈદે પોતાના જાતાભાઈ વેપારીઓના વેપારમાં, છુટ આપવાને માગી લીધું. તે તેણે કબુલ કર્યું. આથી કલકત્તા અને મદ્રાસના આસપાસ વિશેષ જમીન રાખવાને પરવાનગી મળી. સન ૧૬૫૩માં મદ્રાસને ઇલાકો કરવામાં આવ્યો. સન ૧૭૧૫ સુધી કલકત્તા, મદ્રાસને તાબે હતું. તે પછી કલકત્તા, સ્વતંત્ર ઇલાકો થયો, સન ૧૭૦૦માં કલકત્તામાં ફોર્ટવિલ્યમ નામે કિલ્લો કંપનીએ બાંધ્યો. ઈ. સ. ૧૬૬૨માં, મુંબાઈ બેટ, ઇંગ્લાંડના ચાર્લ્સ રાજાએ દર વર્ષે ૩૧૦૦) લેવાનો ઠરાવ કરી કંપનીને સ્વાધીન કર્યો. એ બેટ, પોર્ટુગાલના રાજાની દિકરી કાથેરાઇન સાથે, ચાર્લ્સના લગ્ન થયાં તેની પેહેરામણીમાં પોર્ટુગિઝ રાજા પાસેથી તેને

મળ્યો હતો. મદ્રાસની દક્ષિણે ૧૦૦ મેલ છેટે, કારોમાંડલ કિનારા ઉપર, કડાલોર પાસે ટેગનાપટ્ટનમાં ફોર્ટસેંટડેવીડ નામે કિલ્લો બાંધવામાં આવ્યો. એ નગર કંપનીએ વેચાણ રાખ્યું હતું. ઇ. સ. ૧૬૯૮માં ઇંગ્લાંડમાં બીજી કંપની વેપાર કરવા ઉભી થઇ. અને પેહેલી કંપનીએ ત્રણ વર્ષની અંદર વેપાર બંધ કરવો, એવો હુકમ થયો. આ વખરા સન ૧૭૦૨ સુધી ચાલ્યા. આ બે કંપનીઓ સન ૧૭૦૮ ના સપ્ટેંબર માસની તા. ૨૯ મીએ જોડી દેવામાં આવી. તેઓએ "ધી યુનાઇટેડ ઇસ્ટઇંડીયા કંપની"નામ ધારણ કર્યું. એ કંપની ઇ. સ. ૧૮૫૮ સુધી જારી રહી. કેમકે એજ વર્ષમાં કંપની પાસેથી પોતાનું હિંદુસ્તાનનું રાજ્ય, મહારાણીજી વિક્ટોરિઆએ સ્વાધિન લીધું.

ફ્રેંચ લોકોએ પણ અંગ્રેજોની દેખાદેખી સન ૧૬૬૪માં પોતાની ઇસ્ટઇંડિયા કંપની ઉભી કરી, હિંદુસ્તાનમાં પોતાનાં થાણાં થાપ્યાં, તેમાં પોંદિશરી મુખ્ય હતું. પશ્ચિમ કાંઠા ઉપર માહિમ, ને કલકત્તા નજીક ચંદ્રનગર, એ બે સંસ્થાન, પોંદિશરીને તાબે હતાં. આથી અંગ્રેજો અને ફ્રેંચોને માંહોમાંહે દ્વેશ ઉત્પન્ન થયો હતો.

## हिंदुस्तानमां अंग्रेजी राज्यनी शरूआतमां थएली लडाईओ

સન૧૭૪૪માં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ ઉઠી. તે ઉતાવળે હિંદુસ્તાનમાં આવી પહોંચી. એ વખતે ફ્રેંચ સૈન્ય બહુ હતું. પોંદિશરીનો ગવર્નર ડુપ્લી, ઘણો ચતુર અને વિચક્ષણ માણસ હતો. એ લડાઇની સલાહ સન ૧૭૪૮માં થઇ.

ઇ. સ. ૧૭૪૯માં બ્રુર્બોન અને આઇલ આવ ફ્રાન્સના

સમા લાબર્દોનને ફ્રેન્ચ સરકારે, કર્ણાટકમાં અંગ્રેજનું મુ-
ખ્ય થાણું ફોર્ટસેંત જ્યોર્જ, ઉપર હુમલો કરવાની રજા
આપી. તે પ્રમાણે તેણે ૪૦૦૦ લશ્કર સાથે ચઢાઈ કરી,
તા. ૧૦મી સપ્ટેમ્બર સને ૧૭૪૬ને રોજ મદ્રાસ શેહેર ત-
થા કિલ્લો અંગ્રેજી ગવર્નર મોર્સ પાસેથી લીધો. અને એણે
પોતાનાં માણસોને લડાઈના કેદી તરીકે ફ્રેન્ચોને સ્વાધિન
કર્યા. તા. ૨૧મી સપ્ટેમ્બર સને ૧૭૪૬. એની છોડામણી-
ના ૪૪ લાખ રૂપીઆ તેણે અંગ્રેજો પાસેથી લેવાનો ઠરાવ
કર્યો હતો. તે વાત ડુપ્લીને ગમી નહીં. તેથી તેણે પકડા-
એલા અંગ્રેજ કેદીઓને પોંદિશરી મોકલી બહુ દુઃખ દી-
ધું. અને જશ પામેલા લાબર્દોન ઉપર ઇર્ષા કરવા લાગ્યો.
ડુપ્લીના કહેવાથી લાબર્દોનને ફ્રેન્ચ સરકારે ત્રણ વર્ષની
કેદની શિક્ષા કરી. પણ પછીથી તેને છોડી મૂક્યો હતો. તે
સન ૧૭૫૩મા મર્ણ પામ્યો. આ વખતે, મદ્રાસનો પોર્ટસે-
તજ્યોર્જ કિલ્લો હાલ હવાલ હતો. ત્યાં અંગ્રેજોનાં માત્ર ૫૦
ઘર હતાં, તેમની સંખ્યા ૩૦૦ માણસની હતી. જેમાં
બસે સોલજર હતા.

ઈ. સ. ૧૭૪૬ના ડિસેમ્બર અને ૧૭૪૭ ના માર્ચમાં;
એ રીતે બે હલ્લા ડુપ્લીએ ફોર્ટસેંત દેવિદ ઉપર કરી ઘેરો
ઘાલ્યો. પરંતુ ઈંગ્લાંડથી લશ્કર આવી પહોંચવાથી ફ્રે-
ન્ચો ઘેરો ઉઠાવી, પાછા પોંદિશરી ગયા. પછી તે શેહેરને
અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો.

ઈ. સ. ૧૭૪૯માં તંજાવરના રાજા શાહુજીને તેનાભાઈ
પ્રતાપસિંઘે ગાદી ઉપરથી ઉઠાડી પોતે ગાદીઉપર બેઠો. શાહુ-
જીએ દેવિકોટા કિલ્લો તથા તેની પાસેનો પ્રદેશ આપવાની

સરતે અંગ્રેજોની મદદ માગી. આ લાલચથી અંગ્રેજી સૈન્ય મેજર લારેન્સના સરદારી નીચે દેવિકોટા ગયું. થોડા દિવશ પછી સમાધાની થઈ. રાજાનો ભાઈ પ્રતાપસિંગ, જે ગાદી ઉપર હતો, તેણે પોતાના ભાઈ શાહજીનો પક્ષ છોડવાની સરતે અંગ્રેજોને દેવિકોટા તથા આસપાસનો થોડોક પ્રદેશ આપ્યો. તે તેમણે નિર્લજપણે કબુલ કર્યો અને શાહજી, એ રાજ્યને હરકત ન કરે માટે તેને પેન્શન કરાવી આપ્યું.

ઈ. સ. ૧૭૫૦માં હૈદ્રાબાદ તથા અર્કાટ, એ બે ગાદીઓ ખાલી પડી. હૈદ્રાબાદની ગાદી મૃત્યું પામેલા નિજામના પુત્ર નાશિરજંગને મળી. તેનો પ્રતિપક્ષી તેનો ભત્રીજો મિરજાફાજંગ હતો. અને કર્ણાટકની ગાદીનો ધણી નવાબ અનવરૂદીન થયો. તેનો પ્રતિપક્ષી ચંદાસાહેબ હતો. આ બે પ્રતિપક્ષીઓએ પોતપોતાના સૈન્ય એકઠાં કરી ડુપ્લીની મદદ માગી. તેણે ખુશીથી ૪૦૦ ફ્રેન્ચ તથા બે હજાર દેશી સિપાઈ મદદે મોકલ્યા. અંબુરમાં યુદ્ધ થયું. તેમાં મિરજાફાજંગ અને ચંદાસાહેબનો જય થયો. આ લડાઈમાં અનવરૂદીન અને તેનો વડો પુત્ર મરાયા. તેથી તેનો નાનો દિકરો મહમ્મદઅલી, ઉગરેલા સૈન્ય સાથે ત્રિચીનાપલ્લી નાશી ગયો. તેવારે બુસ્સી નામે ફ્રેન્ચ સરદારે, મિરજાફાજંગને હૈદ્રાબાદની ગાદીએ બેસાડ્યો. થોડા દિવશ કેડે તે બંડમાં મરાયો. તેથી તેની ગાદી બુસ્સીએ નાસિરજંગના નાના ભાઈ સલાબતજંગને આપી. ચંદાસાહેબ અર્કાટનો નવાબ થયો. આ બન્ને જણા, પોતાનો ઉપકાર માનવાને, ડુપ્લી પાસે પોંદિશરી ગયા. તેમણે ડુપ્લીને પોંદિશરીની આસપાસ ૮૧ ગામો બ-

ક્ષિસ આપ્યાં. આ જીતથી ડુપ્લીએ હરખાઈ, પોતે જે ઠેકાણે મુખ્ય જીત કરેલી, તે ઠેકાણે કીર્તિસ્થંભ ઉભો કરાવી, તેમાં પોતાના સ્તુતિના લેખ કોતરાવ્યા. અને તેની આસપાસ, ડુપ્લીઆબાદ શેહેર વસાવ્યું. મહમ્મદઅલીને ત્રિચીનોપલ્લીમાં તેના વેરીએ ઘેરી લીધો હતો. પણ તેને અંગ્રેજોનો આશ્રય હતો તેથી કપ્તાન ક્લાઇવે, મદ્રાસના ગવર્નર મી. સાન્ડર્સને મળી, એવી ગોઠવણ કરી કે, અર્કાટને ઘેરો ઘાલવો. એટલે ચંદાસાહેબ પોતાની રાજધાનીનું રક્ષણ કરવા ત્યાં આવશે. તેથી ત્રિચિનોપલ્લીનો ઘેરો ઉઠશે.

ઇ. સ. ૧૭૫૧ ના અગષ્ટની તા. ૨૬મીએ, કપ્તાનક્લાઇવ, ૨૦૦ અંગ્રેજ, ૩૦૦ કાળાલોકો તથા થોડીક હલકી તોપો સાથે મદ્રાસથી નીકળ્યો. અને અર્કાટના કિલ્લા આગળ આવી પહોંચ્યો તે અંદર પેસતાંજ શત્રુ કિલ્લો છોડી ચાલ્યા. પછી તુરતજ ક્લાઇવે તે સમરાવવા માંડ્યો. ચંદાસાહેબ તે વખતે ત્રિચીનોપલ્લીમાં હતો. તેણે પોતાનું મુખ્ય શેહેર અંગ્રેજોએ હસ્તગત કર્યાના સમાચાર સાંભળ્યા કે તુરત, પોતાના પુત્ર રાજાસાહેબને ૧૬૦ ફ્રેન્ચસહિત ૧૦ હજાર માણસના સૈન્ય સાથે, આર્કાટની વહારે મોકલ્યો. એણે ૫૦ દિવસ ઘેરો રાખ્યો છેવટે મોહોરમને દિવસે લડાઈ થઈ. તેમાં રાજાસાહેબની હાર થઈ. તા. ૧૪મી નવેમ્બર ૧૭૫૧. પછી શત્રુ ઘેરો ઉઠાવી જતા રહ્યા. આ વખતે કૃષ્ણાનદીના દક્ષિણે આવેલા બાલાઘાટ પ્રાંતના ગુત્તી શેહેરનો મરેઠો સરદાર નામે મોરારીરાવ, આર્કાટની સરહદ ઉપર અંબુરથી થોડેક છેટે પોતાનાં ૬૦૦૦ માણસ સહિત, મુકામ નાંખી પડ્યો હતો

તે ક્લાઇવને આવી મળ્યો હતો.

આ લડાઈ થઇ રહ્યા પછી તરત મદ્રાસથી કુમક આવી પહોંચી તેથી ક્લાઇવ, પાછા જતાં દુશ્મનોની પાછળ પડ્યો. તેણે વેલોરની દક્ષિણે અને અર્કાટથી સોળમેલ દુર આની આગળ, સન ૧૭૫૧ માં રાજા સાહેબને હરાવ્યો. અહિ શત્રુનો સઘળો ખજાનો હાથ આવ્યો. તેને એકલાખ રૂપી-આની તિજોરી મળી તથા ૪૦૦ સ્વારોને કેદ પકડ્યા. પછી ફોર્તસેંત દેવિદમાં ક્લાઇવ પાછો આવ્યો. વાટમાં કોંજીવરમ માં મોટુ મદિર ફ્રેન્ચના તાબામાં હતું તે તેણે લીધું.

ઈ. સ. ૧૭૫૨ના ફેબ્રુઆરીમાં રાજા સાહેબ મોટુ લશ્કર લેઈ ફોર્તસેંત જ્યોર્જ ઉપર આવ્યો. તેમાં ૪૦૦ ફ્રેન્ચ લોક હતા. ક્લાઇવ લડવા બહાર નીકળ્યો કે,રાજા સાહેબ ભય પામી નાશી ગયો. ક્લાઇવ તેની પાછળ પડ્યો. ને મદ્રાસની નૈરત્ય કોણમાં કોવરેપાક આગળ તેને સપડાવી તેનો પરાભવ કર્યો. આ શેહેર મદ્રાસથી ૬૦ મેલ દુર છે. તેમાં આઠ મઇલ લાંબુ, ને ત્રણ મૈલ પોહોળું ગંજાવર તળાવ છે. પછી રાજા સાહેબનું સૈન્ય વેરાઈ ગયું. અને ફ્રેન્ચો પોંદિશરી ગયા. ત્યાંથી પાછા જતાં ક્લાઇવ સાહેબે, દુપ્લીનું ગામ તથા સ્તંભ તોડી પડાવ્યાં સન ૧૭૫૨.

પછી ત્રિચોનોપલ્લી નજીક શીરંગહામ કરીને ફ્રેન્ચોનું દેવાલય હતું. ત્યાં ફ્રેન્ચો ભરાયા હતા. તેઓ ક્લાઇવને શરણે આવ્યા. પછી તંજાવરથી આવેલા સૈન્યના અધિપતિ માણકજીએ, ચંદાસાહેબ, જે કેદી તરીકે પોતાની મેળે તાબે થયો હતો, તેનો શિરચ્છેદ કર્યો. સન ૧૭૫૨.

આ પછી ત્રિચીનોપલ્લી શહેર અંગ્રેજોને હાથ આવ્યું. ત્યાં જોઇએ તેટલું ગ્યારિસન મૂકીને, મેજર લારેંસ સેંતદેવિદ ગયો. આ વેળા કલાઇવ તેના હાથ નીચે કામ કરતો હતો. પાછા જતાં વાટમાં ગિજનીનો જોરાવર કિલ્લો લીધો. એ કિલ્લો પોંદિશરીની દક્ષિણે છે. પછી આગષ્ટ સન ૧૭૫૨ માં બાહુરગામ આગળ ફ્રેન્ચ તથા મેજર લારેન્સ વચ્ચે લડાઈ થઇ. તેમાં લારેન્સનો જય થયો. એ ગામ, સેંતદેવિદ અને પોંદિશરીની વચ્ચે છે.

ઇ. સ. ૧૭૫૨ ના સપ્ટેમ્બર અકટોબરમાં કલાઇવે, કોવેલોંગ, જે મદ્રાસથી ૨૪ મૈલ દુર કર્નાટકી શેહેર છે તે, તથા ચિંગલપટ, જે ત્યાંથી ૪૦ મૈલ દુર છે, તે બે શેહેર ફ્રેન્ચો પાસેથી લડાઈ કરી લીધાં. પછી કલાઇવ સાહેબની તનદુરસ્તી બગડવાથી તે સ્વદેશ ગયો. સન ૧૭૫૨

ઇ. સ. ૧૭૫૫ ના અકટોમ્બરમાં કલાઇવસાહેબ ફોર્તસેંત દેવિદનો ગવર્નર ઠરી, પાછો હિંદુસ્થાનમાં આવ્યો. તેણે પેહેલું કામ ગોવાની ઉતરે ઘેરિયાનો કિલ્લો છે, તેનો તા. ૧૩ ફેબ્રુઆરી ૧૭૫૬માં નાશ કર્યો. કેમકે એ કિલ્લાના મરેઠા સરદાર, પશ્ચિમ સમુદ્રમાં ચોરીઆં વહાણો ફેરવી, ઘણાં વર્ષોથી ઉપદ્રવ કરતા હતા. એમાંથી દશલાખની નગદી તથા બીજી ઘણી લૂટ ઇંગ્રેજોને મળી એમાં પેશવાએ મદદ કરી હતી, તેથી તે લીધા પછી પેશવાને સ્વાધીન કર્યો.

ઇ. સ. ૧૭૫૬ માં બંગાળા, બહાર અને ઓરિસાનો બળીઓ હાકેમ અલીવરદીખાન મરણ પામ્યો તેની પાછળ તેનાં પૌત્ર, સુરાજ ઉદ્દૌલા ગાદીએ બેઠો. તે નાનપણથી અંગ્રેજો ઉપર દ્વેશ રાખતો હતો. એ અલીવર્દિખાન, અં-

ગાળાના નવાબ *સુજાઉદ્દીનનાં દરબારમાં એક ઉમરાવ હતો. તે તેના મરણ પછી, તેના નબળા વારસને એક કોરે મૂકી પોતે ગાદીપતિ થયો હતો.

## नवाब सुराज उदवला.

सन १७५६ थी ते १७५८ सुधी.

એ ઘણો ઘાતકી અને ક્રૂર હતો. ગાદીએ બેઠા પછી ઉઘાડે છોગે અંગ્રેજો ઉપર અંટસ બતાવવા લાગ્યો. તેણે સૈન્ય ભેગું કરી મુર્શિદાબાદ નજીક કાશિમ બજારમાં કંપનીની કોઠી હતી તે લુટી લેઈ બધા અંગ્રેજી ઓફીસરોને કેદી પકડ્યા. તેમાં ૨૪ વર્ષની ઉમ્મરનો જવાન વાર્નહેસ્ટિંગસ પણ હતો. પછી તેણે કલકત્તા ઉપર ચઢાઈ કરી. તેનાં બે કારણો હતાં. એક એકે તેની રજા સિવાય, કલકત્તાનો કીલ્લો અંગ્રેજોએ સમરાવવા માંડ્યો હતો. અને બીજું એકે, તેનો એક માણસ તેમને કલકત્તામાં રાખ્યો હતો. તે માણસ ઢાકાના સૂબા રાજ બુલબુનનો છોકરો હતો. તેનું નામ કીશનદાસ હતું. એને એના બાપે, કુટુંબ અને પૈસા ટકા સુદ્ધાં, રખે નવાબ લૂટી લે, તે બીકે, કલકત્તે નસાડી મૂક્યો હતો. તેને પોતાની પાસે મોકલવા નવાબે કહાવ્યું. પણ અંગ્રેજોએ માન્યું નહીં. આથી તેને બહુજ ક્રોધ ચડ્યો, અને કલકત્તા ઉપર ચઢાઈ કરી, સન ૧૭૫૬ ના જુન માસમાં જીતી

---

*સુજાઉદ્દીન, બંગાળાના નવાબ મુર્શિદ કુલીખાન, જેના નામ ઉપરથી મુર્શિદાબાદ નામ પડ્યું છે, તેનો છોકરો હતો. મુર્શિદ કુલીનખાન સન ૧૭૨૫ માં મરણ પામ્યો હતો.

લીધું. ત્યાંથી અંગ્રેજી ગવર્નર ડેક, સેનાપતિ અને બીજાં ઘણાં માણસો નાશી ગયાં. તોપણ કિલ્લામાં ૧૯૦ માણસ રહ્યાં હતાં. તેમણે હોલવેલ નામના શખસને પોતાનો ઉપરી કરાવ્યો, કિલ્લામાં ઘણું દ્રવ્ય છે. એવું નવાબના મનમાં હતું, તેથી પકડાએલા અંગ્રેજોના મુખ્ય, હોલવેલને તે ખજાનો બતાવવાને વારંવાર પુછવા લાગ્યો. પછી તેમણે પ્હેરેદારના કબજામાં સોંપ્યા. બધા મળીને ૧૪૬ બંધીવાન હતા. કિલ્લામાં ગુન્હેગારોને પૂરવાની એક અંધારી કોટડી હતી, તેમાં તેમને ઘાલી તાળું માર્યું. એ કોટડી ૧૦ ચોરસ ગજ હતી. તેને એક જાળિયા સિવાય બીજું એકે બાકું ન હોવાથી, તેઓ ખુલ્લી હવા અને પાણી વગર તેમાં ગુંગળાઈ મુઆ. તા૦ ૨૦ મી જુન સને ૧૭૫૬, જ્યારે સવારે બારણું ઉઘાડ્યું ત્યારે ફક્ત ૨૩ જણના ખોળીઆમાં જીવ હતો. આ ઘોર કૃત્યની ખબર જ્યારે નવાબને થઇ, ત્યારે તેણે મરનારાઓને માટે કાંઈ દયા બતાવી નહીં. અને પોતાના પરાક્રમની ફુલ મારતો, રાજધાનીમાં પાછો ગયો.

આ શોકકારક બનાવની ખબર મદ્રાસ પહોંચતાંજ, એક સૈન્ય, નૌકાપતિ વાટસનનાં વહાણો બંદરમાં હતાં, તેમાં અક્ટોબર માસની તા. ૧૬ મીએ ચઢાવ્યું. અને કર્નલ ક્લાઇવને સ્થળ ઉપરના સૈન્યનું ઉપરીપણું આપ્યું. તેણે ત્યાં જતાં, માર્ગમાં ઘણા કિલ્લા લીધા; નવાબના સૈન્યને હરાવ્યું; અને કલકત્તા ફરી હસ્તગત કર્યું. હુંગલી શેહેર તથા કિલ્લો લીધાં. તા. ૨૭ જાનેવારી સને ૧૭૫૭.

આથી નવાબ મોટું સૈન્ય લેઈ લડવા આવ્યો. પરંતુ ક્લાઇવ સાહેબે તેનો પરાભવ કરી, પાછો કાઢ્યો. આ સપાટાથી ડરી, નવાબે સલાહ કરવા વિનંતિ કરી તેથી સંધિ થઈ તા. ૯ મી ફેબ્રુઆરી સને ૧૭૫૭. તેમાં એવું ઠરયું કે બંગાળામાં અંગ્રેજનાં જે થાણાં હતાં, તે સર્વ તેમને સ્વાધિન કરવાં; દાણ લેવું બંધ કરવું; અને કલકત્તાનો કિલ્લો બનાવવા છુટી આપવી.

પછી નવાબ પાસેથી પરવાનગી મેળવી ક્લાઇવ સાહેબે, કલકત્તાની ઉત્તરે ફ્રેન્ચ લોકનું મોટું થાણું ચંદ્રનગર હતું તે જીતી લીધું. તા. ૨૩ મી માર્ચ સને ૧૭૫૭.

સંધિ થયા છતાં, નવાબ ફ્રેન્ચોની મદદ માગતો. તેના દરબારમાં વાટસન નામે રેસિડેંટ હતો. તેની સાથે તે ખરાબ રીતે ચાલતો. કોઈ વખત ગાળો દે, વળી કોઇવાર માનસહિત બોલાવી શિરપાવ આપે. તે પોતાની પ્રજાને ઘણું દુખ દેતો. તેણે બંગાળાનાં આબરૂદાર કુટુમ્બોની લાજ લુંટી જુલમથી તેમની પાસેથી પૈસો કઢાવી તેમને ભીખ માગતા કર્યા. પોતાના ઘાતકી સ્વભાવથી તેમને ભય ઉપજાવ્યો. એ રીતે પોતાની હિંદુ પ્રજાને દુઃખ દેવાથી તેના ઉપર સઘળી વરણના લોક કાયર થઈ ગયા હતા. તેના મુખ્ય કારભારીઓએ તેને પદભ્રષ્ટ કરી, તેના સેનાપતિ મીરજાફરને નવાબ ઠરાવવાનો પ્રપંચ રચ્યો.

એ તરકટમાં સેનાપતિ મિરજાફર, ખજાનચી રાજા રાય દુર્લભ, અને હિંદુસ્તાનનો શ્રીમંત નાણાવટી જગતશેઠ, એ મુખ્ય હતા. તેમને અંગ્રેજી સરદાર કર્નલ ક્લાઇવ સાહેબે મદદ કરી, અમીચંદનામે હિંદુ શાહુકાર, જે મૂળથી આ પ્રપંચમાં હતો, તે ઘણો કપટી ને લોભી હતો. તેને

અંગ્રેજો સાથે વહિવટ કરવાને નવાબે એજંટ ઠરાવ્યો હતો. તેના ઉપર નવાબ ભરોસો રાખતો તેથી તેણે ક્લાઇવને જણાવ્યું કે, હું આ વાત છાની રાખું તેના બદલામાં મને ૩૦ લાખ રૂપીઆનું ખત લખી આપો. ક્લાઇવે દાવપેચ લડાવી, કલકત્તાની મંત્રી સભાને, ઈંગ્લિશ અને મિરજાફર વચ્ચે બે ખત તૈયાર કરવા સમજાવી. ખરૂં ખત ધોળા કાગળ ઉપર કરાવ્યું. જેમાં અમીચંદનું નામ લખ્યું નહીં. ને બીજું ખોટું લાલ કાગળઉપર લખ્યું. તેમાં બધી વિગત લખી. ખતપર સર્વેએ સહીઓ કરી, પણ નૌકાપતિ વાટ્સને તે કપટના ખતપર સહી કરવાની ના પાડી. તેથી ક્લાઇવે તેના નામની ખોટી સહી પોતાને હાથે કરી. લાલ ખત અમીચંદને બતાવ્યું.

નવાબે પ્લાસી કરીને એક ગામ પાસે પડાવ કર્યો હતો. ઈ. સ. ૧૭૫૭. ત્યાં ક્લાઇવ સાહેબ એક દિવસમાં આવી પહોંચ્યો. તેની પાસે ૯૦૦ અંગ્રેજ, ૨૧૦૦ દેશીયોદ્ધા અને આઠ તોપો હતી. નવાબ પાસે ઓછામાં ઓછું. ૩૫૦૦૦ માણસ હતું. તથા ૪૦ તોપો હતી. તેનો અધિકારી ફ્રેન્ચ હતો. પ્લાસી આગળ તા. ૨૩ મી જુન સન ૧૭૫૭ ને રોજ યુદ્ધ થયું. તેમાં નવાબની હાર થઈ, અને તે ત્યાંથી નાશી ગયો. લડાઈ થઈ રહ્યા પછી મિરજાફર ક્લાઇવને આવી મળ્યો. અહિંથી તેઓ બન્ને નવાબનો ખજાનો હાથ કરવા, રાજધાનીના શેહેર મુર્શિદાબાદ ગયા. ત્યાં મિરજાફરને ઘણા દબદબા સાથે હજારો લોકો દેખતાં, બહાદુર કર્નલ ક્લાઇવે, તેનો હાથ ઝાલી ગાદીએ બેસાડ્યો. સુરાજ ઉદ્દૌલાના ભંડારમાં ધાર્યા કરતાં ઓછું દ્રવ્ય જોવામાં

આવ્યું. મિરજાફર ઈંગ્રેજોને બે ક્રોડ વીશ લાખ રૂપીઆ આપવા બંધાએલો હતો. તેમાંથી તેણે ૭૨૭૧૬૬૬ રૂપીઆ રોકડા આપ્યા. આ સિવાય ૧૬ લાખ રૂપીઆ ક્લાઇવને તેણે ઇનામ દાખલ આપ્યા. બાકીના ત્રણ વર્ષમાં પુરા કરી આપવાનો ઠરાવ કર્યો. એ નગદીથી ૭૦૦ પેટી ભરાઈ. તેને સો વહાણોમાં ભરી ક્લાઇવ પોતાના નાના લશ્કર સાથે વિજય કરી, કલકત્તે લાવ્યો. તા. ૬ઠી જુલાઈ સન ૧૭૫૭ અમીચંદને ખતના રૂપીઆ ન મળ્યા તેથી તે ગાંડો થઈ થોડે દિવશે મરણ પામ્યો. સુરાજ ઉદૃવલા પ્લાસીના રણમાંથી પોતાની સેનાને પાછા ફરવાની આજ્ઞા કરી નાઠો હતો. તે મુર્શિદાબાદમાં તેના મેહેલમાં ગયો. પણ મિરજાફર તથા ક્લાઇવ શેહેરમાં આવ્યાની વાત સાંભળી તે વેષ બદલી, બે નોકરો સાથે, રતોવાઈ ત્યાંથી નીકળ્યો. તેને મિરજાફરનાં માણસો, બંધીવાન કરી પકડી લાવ્યા. મિરજાફરના દિકરા મિરાને, પોતાના કબજામાં તેને સોંપવાને, તેના બાપને સમજાવ્યો મિરજાફરની મરજી તેને જીવતો રાખવાની હતી પરંતુ ઘાતકી મિરાને, મેહેલના એકાંત ભાગમાં તેને લઈ જઈ, ક્રુરપણે મારી નાંખ્યો. સન ૧૭૫૭.

## फ्रेंच लोको साथे थयेली लडाईओ.

### सन १७५७ थी सन १७६१ सुधी.

ચાર વર્ષની દરમીઆન ફ્રેન્ચ અને ઇંગ્રેજો વચ્ચે ઘણી લડાઈઓ થઈ. તેમાંની જાણવા જોગ નીચે પ્રમાણે,—

તા. ૨૮ મી એપ્રિલ સન ૧૭૫૮ માં કોટડીલાલી ફ્રા-

ન્સથી એક સૈન્ય લઈ પોંદિશરી આવ્યો, જેમાં ૧૨ વહાણોનો કાફલો હતો, તેમાં ફ્રેન્ચ પાયદળના ૧૧૦૦ સોલજરો, તોપખાનું, અને બીજું લશ્કર હતું. તેણે તા. ૧ લી જુન સને ૧૭૫૮ માં ફોર્તસેંત દેવિદ્ જીતી લીધું. તેજ માસમાં તંજાવરના રાજા પાસેથી પૈસા કઢાવવાની મતલબે તેની ઉપર ચઢાઈ કરી. તેમાં જે જય પામ્યો નહીં. આ પછી તા. ૧૨ મી ડિસેમ્બર ૧૭૫૮ થી તા. ૧૭ મી ફેબરવારી સન ૧૭૫૯ સુધી, તેણે ફોર્તસેંત જ્યોર્જને ઘેરો ઘાલ્યો. તે સ્થળનું રક્ષણ મેજર લારેન્સ તથા ગવર્નર પિગટે, ઇંગ્રેજી લશ્કર મદદે આવતાં લગી કર્યું. સૈન્ય આવી પહોંચવાથી ફ્રેન્ચો ઘેરો ઉઠાવી પોંદિશરી ગયા.

તા. ૨૨ મી જાન્યુઆરી સન ૧૭૬૦ માં વાંદિવાશની મોટી લડાઈ થઈ. તેમાં કર્નલ કૂટમસે, ફ્રેન્ચોનો પરાજય કર્યો. લાલીનું લશ્કર તેને છોડી નાઠું. બુસ્સી ઇંગ્રેજોને હાથ પકડાયો. તેને ઇંગ્રેજ સરકારે એવી સરતથી પોંદિશરી જવા દીધો કે, ચાલતી લડાઇમાં સામે થવું નહીં. આ લડાઈ પછી ચારેગમ ઇંગ્રેજોનો જય થયો. શત્રૂના કિલ્લા એક પછી એક તેમના હાથમાં આવ્યા. તા. ૧૬ જાન્યુઆરી સન ૧૭૬૧ માં પોંદિશરી અંગ્રેજોએ લીધું.

ઉત્તર સરકાર પ્રાંત કર્નલફોર્ડે જય કરી લીધો. ઈ. સ. ૧૭૫૯ એ પ્રાંત સલાબત જંગે, ફ્રેન્ચ લોકે તેને ગાદીએ બેસાડ્યો તેના બદલામાં, ફ્રેન્ચોને બક્ષિસ આપ્યો હતો.

હવે હિંદુસ્તાનમાં ફ્રેન્ચો પાસે થિયાગરે અને ગિંજિ, એબે ગઢ માત્ર રહ્યા હતા. તે તા.૫ મી એપ્રિલ ૧૭૬૧ માં લીધા.

આ માસ સુધીમાં એકે લશ્કરી થાણું, ફ્રેન્ચ લોકો પાસે રહ્યું નહીં.

પોંદિશેરી ફ્રેન્ચોના હાથમાંથી ગયા પછી લાલી તુરત યુરોપ ગયો. ત્યાં ફ્રેન્ચ સરકારે તેના ઉપર રાજદ્રોહ, તથા અન્યાયથી ધન મેળવ્યાનો આરોપ સાબિત કરી તેને કેદમાં નાંખી, અંતે પારિસમાં ફાંસી દીધો. સન ૧૭૬૬. ફ્રેન્ચ ઇસ્ટઇંડિયા કંપની ભાગી પડી. સન ૧૭૬૯.

## नवाब मिरजाफर.

सन १७५७थी १७६० सुधी.

આ નવાબે ઇંગ્રેજોના ઉપકાર ભુલી જઈ, તેમને બંગાળામાંથી કાઢી મૂકવા વલંદા લોકોની મદદ માગી. પરંતુ ક્લાઇવ સાહેબે વલંદા લોકોનો પરાજય કર્યો. વળી ચિન્સુરા આગળ કર્નલ ફોર્ડે તેમને તા. ૨૫ નવેમ્બર સન ૧૭૫૯ માં હરાવ્યા. નવાબનો પુત્ર મિરાન તેના લશ્કરનો સરદાર હતો. તે સન ૧૭૬૦ ના જૂલાઈ માસની તા. ૨ જી એ, વિજળી પડવાથી મરણ પામ્યો. તેથી સૈન્યનાં માણસો વશમાં રહી શક્યાં નહીં. વળી તેમનો ચઢેલો પગાર મિરજાફર આપી શક્યો નહીં. તેથી લશ્કરી માણસો હુલ્લડ કરી તેના મેહેલમાં પેઠા. મીર કાસિમ કરીને આ નવાબનો જમાઈ હતો, તેણે તેમનું દેવું પોતાની પદરથી ચૂકવી આપ્યું. નહિ તો તેઓ તેને મારી નાંખત.

આ નવાબે ઇંગ્રેજોનું દેવું આપ્યું નહીં, તેથી કલકત્તાના નવા ગવર્નર વાન્સિતાર્તે તા. ૧૬ અક્ટોમ્બર ૧૭૬૦ માં તેને ગાદી ઉપરથી ઉઠાડી મીર કાસિમને ગાદી આપી.

તે એવી સરતથી કે. એ શેવાને માટે તેણે ઇંગ્રેજોને ઇનામમાં બરદ્વાન, ચિતાગોગ, તથા મિદના પૂરની ઉપજ આપવી. અને મિરજાફરે કલકત્તે જઈ રહેવું. એવું ઠરાવ્યું. પછી મિરજાફર સન ૧૭૬૫ના જાનેવારીમાં મરણ પામ્યો.

## नवाब मीर कासिम.

सन १७६० थी १७६३ सुधी.

એણે મુર્શિદાબાદ છોડી મોંગીરમાં ગાદી કરી. તેણે પણ ઇંગ્રેજોને મળેલી છૂટ ખુંચી લેવાનો પ્રયત્ન કર્યો. પટણાના કિલ્લેદાર રામનારાયણને, તેનું દ્રવ્ય લૂટી લેઈ મારી નાંખ્યો. આથી ત્યાંના એલિસ નામના એજંટે, કલકત્તાની મંત્રી સભાના હુકમથી પટણા હાથ કરયું. તે પાછું મીર કાસિમે જીતી લીધું. જુન સન ૧૭૬૧. પછી તુરત તેના સામે ઇંગ્રેજી સૈન્ય મોકલવામાં આવ્યું. આ પછી કલકત્તાની મંત્રી સભાએ પાછો મિરજાફરને ગાદીએ બેસાડ્યો. તે વખતે તેની ઉમ્મર ૭૦ વર્ષની હતી. તા. ૭ જૂલાઈ સન ૧૭૬૩.

પ્લાસીથી પશ્ચિમે ઘેરિયા મુકામે, મીરકાસિમ તથા ઇંગ્રેજો વચ્ચે. તા. ૨જી અગષ્ટ ૧૭૬૩ ના રોજ લડાઈ થઈ. તેમાં ઇંગ્રેજોનો જય થયો. પછી તે મોંગીર પાસે છાવણી હતી ત્યાં ગયો. તે પણ ઇંગ્રેજોએ હુમલો કરી લીધી. એટલે તે પટણે નાશી ગયો. પછી તરતજ મોંગીર પણ લીધું. તા. ૧લી આકટોબર ૧૭૬૩. પટણામાં ઇંગ્રેજ કેદીઓ હતા, તેમનો, તેણે જાતિભ્રષ્ટ સમરૂ અને તેના સિપાઈઓ પાસે પ્રાણ લેવરાવ્યો. પછી થોડે દિવસે ઇંગ્રેજી લશ્કરે પટણા

લીધું. તા. ૬ નવેમ્બર સન ૧૭૬૩. મીરકાસિમ અયોધ્યામાં નાશી ગયો. ત્યાંના નવાબ સુજાઉદ્દવલ્લાએ તેને સંઘર્યો. અંત્ર દિલ્હીનો પાદશાહ શાહઆલમ પણ નાશી આવ્યો હતો. બીજે વર્ષે, એ એક સંપી રાજાઓને મેજર કર્નાકે હરાવ્યા. તા. ૨૩મી મે ૧૭૬૪, અયોધ્યા સૂબેદાર સુજાઉદ્દવલ્લા તથા દિલ્હીના નામના બાદશાહ શાહઆલમે, ઉપર પ્રમાણે મીરકાસિમને મદદ કરવાથી અંગ્રેજોએ તેમના ઉપર ચઢાઈ કરી અલ્હાબાદ તથા લખનોર લીધાં. તા. ૩ મે સન ૧૭૬૫. સુજાઉદ્દવલ્લા જનરેલ કર્નાકને શરણ થયો. બકસર આગળ તા. ૨૩મી અકટોમ્બર ૧૭૬૪ માં આ સંપીલા રાજાઓ સાથે લડાઈ થઈ, તેમાં શાહઆલમ, મેજર મનોને શરણ આવ્યો. પછી તહ થયાથી અયોધ્યા પાછું સુજાઉદ્દવલ્લાને અને કોરા તથા અલ્હાબાદ શાહઆલમને આપ્યાં.

તા. ૩ મે સન ૧૭૬૫ માં ક્લાઇવ વિલાયતથી પાછો આવ્યો. તે કલકતે આવ્યા પછી તરત અલ્હાબાદ ગયો. ત્યાં સન ૧૭૬૫ ના અગષ્ટ માસની તા. ૧૨મીએ દિલ્હીના પાદશાહે તેને એવી સનંદ આપી કે, બંગાળા, ઓરિસા અને બહાર પ્રાંતની ઉપજ લેવાનો ઇસ્ટઇંડિયા કંપનીનો હક છે. તથા હિંદુસ્તાનના બીજા ભાગમાં તેમણે મેળવેલો મૂલક તેમના સ્વાધિનમાં રહે. આ પછી ક્લાઇવે સિવિલ સર્વિસમાં સુધારો કર્યો; મુલ્કીખાતાના અધિકારીઓનો પગાર વધાર્યો; ખાનગી વેપાર કરવાની મના કરી; લશ્કરી અમલદારોને બમણું ભથ્થુ મળતું તે લડાઇમાં હોય ત્યાં સુધીજ મળે, સદાકાળ મળે નહિ. એવો ઠરાવ કર્યો. એથી લશ્કરમાં બંડ થયું. તે તેણે મોટી ચતુરાઇથી મટા-

ડ્યું. પછી તે છેલ્લીવાર વિલાયત ગયો. જાન્યુઆરી ૧૭૬૭

# हैदरअली साथे थयली पेहेली लडाई.

## सन १७६८ थी १७६९ सुधी.

સન ૧૭૬૭ માં હૈદરઅલી નામે એક મુસલમાન મ્હૈસુરમાં રાજ્ય કરતો હતો. તેને નાની ઉમ્મરથી સાહસ કર્મો કરવાનો, લૂટવાનો, અને ઠગબાજી કરવાનો છંદ લાગ્યો હતો. તેની પાસે માથું આપે એવાં ઘણાં માણસો હતાં. તેણે સન ૧૭૬૧ માં પોતાનો સ્વામી, જે મ્હૈસુરનો હિંદુ રાજા, તેનાથી બે ઇમાન થઈ, બંડ કરી, તેને પદભ્રષ્ટ કરી પોતે ગાદીએ બેઠો. પછી તેણે આસપાસના દેશોપર સ્વારી કરી, ચારેગમ જય મેળવ્યો. મ્હૈસુરનું રાજ્ય બથાવી પડ્યા પછી તરતજ હૈદરે બેદનૂર લેઈ તે લૂટ્યું. ત્યાંથી એને પુષ્કળ ખજાનો મળ્યો કે જે એને ખરેખરો આગળ કામ લાગ્યો. તેના કમ નશીબે સન ૧૭૬૫ માં મરેઠી સરદાર માધવરાવે, જોરાવર લશ્કર સાથે એ દેશ ઉપર ચઢાઈ કરી હૈદરને હરાવ્યો. અને ઘણો મૂલક તથા ૩૨ લાખ રૂપીઆ આપવાની તેને ફરજ પાડી.

હૈદરે સન ૧૭૬૬ માં મલબાર ઉપર ચઢાઈ કરી. ત્યાંનો રાજા ઝામોરિન બહાર આવી તેને શરણ થયો. તોપણ તેણે એકાએક તેનું શેહેર લૂટ્યું. આથી વધારે અપમાન ન થાય માટે ઝામોરિન પોતાના મેહેલમાં આપઘાત કરી બળી મુઓ.

હૈદરનું જોર વધી ન પડે માટે તેની સામે થવા ઇંગ્રેજોએ, નિજામ તથા મરાઠા સાથે સંપ કર્યો પરંતુ મરેઠા

સરદારે પેશવા*માધવરાવને કૃષ્ણનદી ઓળંગીને લૂંટ કરતો છતાં, તેને પાછાં જવા લાંચ દાખલ ૩૫ લાખ રૂપીઆ હૈદરે આપ્યા. તેથી તેણે અંગ્રેજનો પક્ષ છોડી દીધો.

અંગ્રેજ તથા નિજામના સૈન્ય મ્હેસુરના ભડમાં જઈ અડ્યાં હતાં. હૈદરે નિજામને પણ લાંચ આપી ફોડ્યો તેથી તેના પક્ષમાં ગયો. ઇંગરેજી સૈન્યનો અધિપતિ કર્નલ સ્મિથ પાછો ફર્યો. તેને મદ્રાસ પાછો જતાં રસ્તામાં મહા સંકટ પડ્યું. શત્રુઓએ પાછળ પડી તેની સાથે ત્રિનોમાલીથી પશ્ચિમે ચંગામ આગળ તા. ૭ સપ્ટેમ્બરે અને ત્રિનોમાલી આગળ તા. ૨૬ મી સપટેંબર સન ૧૭૬૭માં યુદ્ધ કર્યું તેમાં હૈદરની હાર થઈ. ત્રીનોમાલીની લડાઈમાં નીજામપણ પોતાના જનાના સાથે હૈદરના સાથે હતો.

તા. ૧૦ મી નવેંબરથી તા. ૭મી ડિસેંબર સન ૧૭૬૭ સુધી કપ્તાન કાલવર્ટે, અંબુરનું રક્ષણ કરયું. પછી કર્નલસ્મિથ ત્યાં આવી પહોંચવાથી તેણે હૈદરને રણભુમિમાં અંબુર પાસે હરાવ્યો. આ પછી ઇંગરેજો પાસે કર્નાટકનો કબજો રહેવા દેઈ હૈદર પશ્ચિમ કાંઠા તરફ ગયો.

પછી હૈદરે મદ્રાસ જઈ ત્યાંની સરકારને સંધિ કરવા જણાવ્યું. સંધિપત્ર લખાયું. તેમાં ઠરાવ થયો કે, બન્ને પક્ષવાળાએ એકએકની જગાઓ લીધી હોય તે પાછી આપવી.

---

*એ માધવરાવ ચોથો પેશવા હતો, તે બાલાજીરાવનો બીજો છોકરો, અને કમ નશીબ વિશ્વાસરાવનો નાનોભાઇ હતો. તે ૧૭ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો અને ૨૮ વર્ષની ઉમ્મરે સન ૧૭૭૨માં મરણ પામ્યો. તેનો કાકો રઘુનાથરાવ કિંવા રાઘોબા તેનો વાલી હતો.

અને શત્રુ લડવા આવેતો એક બીજાને મદદ કરવી. તા. ૪થી અપ્રેલ સન ૧૭૬૯. પછી હૈદર મ્હેસુર ગયો.

## राज्यकारभार चलाववानो धारो.

ક્લાઇવ વિલાયત ગયા પછી, તેણે કરેલા સુધારા અમલમાં આવ્યા નહોતા. ઉપર ઉઘરાવવાનું કામ દેશી અધિકારીઓને સોંપ્યું હતું. તેથી વસૂલ આવવી જોઇએ તેકરતાં ઓછી આવતી. આથી ઇસ્ટઇંડિયા કંપનીના માલિકોને ધારેલો નફો મળ્યો નહિ. છેવટે તેઓ ઘણા નિરાશ થયા. તેથી ઇંગ્લાંડની પાર્લામેંટને તે વિશે બંદોબસ્ત કરવાની જરૂર પડી. પાર્લામેંટે આ પ્રસંગે એક ધારો સન૧૭૭૩માં પસાર કર્યો. તેમાંના ઠરાવ આ પ્રમાણે—બંગાળાના ગવરનરની આજ્ઞા પ્રમાણે આખા હિંદુસ્તાનનો રાજ્યકારભાર ચાલશે. અને તે ગવર્નરજનરલ કહેવાશે. તેને સહાયકરવા૪ મંત્રી સભાસદ ઠરાવવામાંઆવશે. કલકતામાં એકઇનસાફની મોટી અદાલત એક મુખ્ય જડજ અને ત્રણ બીજા જડજો સાથે સ્થાપવી. તથા દેશી લોક પાસેથી કોઈ અધિકારીએ નજરાણા દાખલ કાંઈ લેવું નહિ. આ ધારાનું નામ "ધી રેગ્યુલેટિંગ આક્ટ" પાડ્યું. આ ધારાથી ઠરેલા કૌન્સિલના નવા મેમ્બરો તા. ૧૯મી અકટોમ્બર સન૧૭૭૪ સુધી કલકત્તે આવી પહોંચ્યા નહિ. તેથી નવી સરકારની શરૂઆત આ તારીખથી ગણાય છે, આ ધારાની રૂઇએ પેહેલવેહેલો ગવર્નર જનરલ વાર્નહેસ્તિંગ્સ થયો. અકટોબર સન ૧૭૭૪.



# वारनहेस्टिंग्स सन १७७४थी १७८५.

એ સન ૧૭૩૨માં જન્મ્યો હતો. એ બંગાળામાં સન૧૭૫૦ થી ૧૭૬૪ સુધી મોટા મોટા અગત્યના હોદ્દાઓ ઉપર હતો પછી તે ઇંગ્લાંડ ગયો. ત્યાંથી સન ૧૭૬૮માં પાછો મદ્રાસ કૌન્સીલનો અધિકારી થઇ આવ્યો. પછી ૧૭૭૨માં કલકત્તાનો ગવર્નર થયો. એ વખતથી એ શેહેરમાં મુર્શિદાબાદને બદલે સરકારની ગાદીની જગ્યા થઈ. દીવાની અને ફોજદારી ઇન્સાફની નવી કોરટોના બંધારણની ગોઠવણ એણે કરી. અને છ માસમાં એક કાયદો ઘડી કાઢ્યો હતો. આજ સુધી કલકત્તા, મુંબાઈ, અને મદ્રાસ, એક બીજાથી સ્વતંત્ર હતા પણ જ્યારથી બંગાળાના આ ગવર્નર જનરલની કલકત્તામાં નીમણુંક થઈ, ત્યારથી મુંબાઈ અને મદ્રાસ ઇલાકા તેના તાબામાં આવ્યા. એને મદદ કરવા ચાર મંત્રી નીમ્યા હતા. તેમને પણ કૌન્સિલમાં, ગવર્નર જનરલ જેટલી સત્તા આપી હતી. એ કૌન્સિલરોના નામ—મિસ્તર બારવેલ, મી. ફ્રન્સિસ, જનરલ ક્લેવરિંગ, અને કર્નલ માનસન. તેમાં મી. બારવેલ તેવારે હિંદુસ્તાનમાં હતો. બીજા ત્રણ વિલાયતથી નવા આવેલા હતા. તેમને ગવર્નર જનરલ ઉપર દ્વેશ ઉત્પન્ન થયો. આથી તેઓ સર્વ પ્રસંગે મંત્રી સભામાં ઉલટો અભિપ્રાય આપતા તેનું કારણ એકે, કેટલાક તોફાની અફગાન સરદારો રોહિલખંડ જીતી લઈ તેમાં વસ્યા હતા. ત્યાંથી તેમને ગવર્નર જનરલે કાઢી મૂક્યા. વળી તેણે અયોધ્યાના નવાબ સુજા ઉદ્દવલાને મદદ કરી હતી તે, એ ત્રણ મંત્રીઓને ગમતું નહોતું. આ કામમાં કંપનીને માટે તેણે ૪૦ લાખ રૂપીઆ લીધા હતા.

સન ૧૭૭૫માં સુજાઉદ્દવલ્લા મરણ પામ્યો. તેની ગાદીએ તેનો પુત્ર બેઠો. તેની સાથે નવું તહનામું કર્યું. તેમાં એવું ઠર્યું કે, તેને પટણા પાસે કોરા, અને અલહાબાદ પ્રાંત આપવા. તેને સાટે તેણે કાશી ઉપરથી પોતાનો સમૂળગો હક ઉઠાવવો. એવામાં કલકત્તાના એક શ્રીમંત બ્રાહ્મણ નંદકુમારે ગવર્નર જનરલ ઉપર, મિરજાફરની એક વિધવા પાસેથી લાંચ લેવાનો આરોપ મૂક્યો. તેથી સામા પક્ષવાળા પોતાના ઉપરી અધિકારીની ચોકશી કરવાનો અધિકાર ન છતાં, તેઓ બેકાયદે તેમ કરવા લાગ્યા. એટલામાં નંદકુમાર ઉપર, તેણે ઘણાં વર્ષ ઉપર જુઠો લેખ બનાવેલો, તેની તપાસ કલકત્તાની નવી અદાલતમાં સરઇલીજાઇમ્પેએ કરી. જુરીએ તેને અપરાધી ઠરાવવાથી તેને ફાંસી દીધો. તા. ૫ મી અગષ્ટ સન ૧૭૭૫. આથી ગવર્નર જનરલ ઉપરની તપાસ બંધ પડી. વળી જનરલ કલેવરિંગ અને કર્નલ માનસન મર્ણ પામ્યા. તેથી ગવર્નર જનરલનો પક્ષ સબળ થયો.

સાષ્ટિ બેટ ફરી હસ્તગત કરવા પોર્ટુગીજ લોકને તૈયારી કરતા જોઇ, તે લેવાને મુંબાઇ સરકારે એક સૈન્ય મોકલ્યું. પેશવા મરાયો હતો તેથી ઘણા સરદારો ગાદી માટે લઢતા હતા. રઘુનાથરાવ કિંવા રાઘોબા નામે મરેઠી સરદાર, જે પેશવાનું પદ મેળવવા ધારતો હતો. તેની સાથે મુંબાઇ સરકારે ઠરાવ કર્યો કે, જો અમને સાષ્ટિ બેટ તથા મુંબાઇ પાસેનાં બીજાં સ્થળ આપો તો તેના બદલામાં અમે તમને શત્રુ સાથે લઢવામાં સહાય આપીએ. એમ

ઠરાવ કરવાથી એને મદદ કરવા એક સેના મોકલી. આ વાત બંગાળા સરકારને ગમી નહી તેથી એ સરકારે કર્નલ અપટોનને મોકલી તેને ફરમાવ્યું, કે રાઘોબાના સામાવાળીઆ સાથે સંધિ કરવી. રાઘોબાના શત્રુઓએ એવો ઠરાવ કરવા હા કહી કે, ઈંગ્રેજ સરકાર રાઘોબાનો પક્ષ ગ્રહણ ન કરેતો, અમારે સાષ્ટિ તથા બીજા પાસેના બેટ ઈંગ્રેજને આપવા. આ તહનામુ પુરંદર મુકામે થયું તા. ૩ જુન ૧૭૭૬

પછી કર્નલ ગોદર્દે સન ૧૭૮૦ ના ફેબ્રુઆરી માસની તા. ૧૫ મીએ અમદાવાદ લીધું, ને આવતા એપ્રિલમાં મરેઠી સૈન્યને હરાવ્યું, કર્નલ પોફામે ગ્વાલિયર લીધું. તા. ૨૧ મી એપ્રિલ ૧૭૮૦. ગવર્નરે જનરલ હૈદર સાથે લડાઇમાં ગુંથાયો હતો. તેથી તેણે મરેઠા સાથે ભાંજગડ કરી પુના પાસે સાલ્બા મુકામે ( સાલબાઈનું ) તહનામું કરયું. તા. ૧૭મી મે સન ૧૭૮૨. તેમાં ઠર્યું કે. પુરંદર મુકામે કર્નલ અપટોને તહનામું કરવુ. ત્યારથી મરેઠાનો જેટલો મુલક ઈંગ્રેજે લીધેલો હોય, તે તેમને પાછો આપવો.

## हैदर साथे बीजी लडाइ.

આ લડાઈ થઈ તેનું કારણ એકે સન ૧૭૮૦ ના જુલાઇમાં તેણે કર્ણાટક ઉપર ચઢાઈ કરી ઘણો ઉપદ્રવ કર્યો. કર્નલ બેલી તથા હેકટર મનરો નામના ઈંગ્રેજી સરદારોને હરાવી, તેમનાં ઘણાં માણસોને કેદ પકડ્યાં. પછી બંગાળા સરકારે પોતાના સેનાધિપતિ, સર આયરકુટને મોકલ્યો. તેણે પોર્તોનોવા આગળ તા. ૧ લી જુલાઈ ૧૭૮૧ માં, પોલીલોર આગળ તા. ૨૭ મી અગષ્ટે અને વેલોર પાસે

શોલિંગર આગળ તા૰ ૨૭ મી સપટેંબરે, હૈદર સાથે યુદ્ધ કરી તેનો પરાજય કર્યો. વળી પનીઆની આગળ મેજર એબિંગટને તેને હરાવ્યો.

ત્યાર પછી હૈદર ચિત્તોડમાં ૮૦ વર્ષની ઉમ્મરે મર્ણ પામ્યો તા. ૭ ડિસેમ્બર સન ૧૭૮૨. તે અજ્ઞાની અને ઘાતકી હતો, પણ લશ્કરી કામમાં ઘણોજ પાવરધો હતો તેથી દરજ્જે ચઢ્યો હતો. એ મુઓ ત્યારે તેનો છોકરો ટિપૂ ૪૦૦ મૈલ છેટે મલબાર કાંઠે હતો. મ્હૈસુર દરબારના બે હુંશિયાર પ્રધાનો નામે પૂરનીઆ તથા કૃષ્ણરાવે, કાંઈ બખેડો ન થાય માટે તેનું મર્ણ છાનું રાખ્યું. અને લાગલું ટિપૂને જાણ કરયું. એટલે તે કારોમાંડલ કીનારે લશ્કરને આવી મળ્યો. તા. ૨ જાનેવારી ૧૭૮૩. તેણે બદનુર તાબે કરયું. તા. ૩૦ મી એપ્રિલ સન ૧૭૮૩. પછી ત્યાંથી તે મગલોર ગયો, તેનું રક્ષણ કર્નલ કેમ્પબેલે કરયું. તા૰ ૨૩ મી જાનેવારી ૧૭૮૪. પછી ટિપૂને ઇંગ્રેજ વચ્ચે મેંગલોર મુકામે સંધિ થઈ તા૰ ૧૭ મી માર્ચ ૧૭૮૪ તેમાં ઠરયું કે, લડાઈ ચાલતી હતી તેવામાં એક બીજાએ પરસ્પરનું લીધું હોય તે પાછું આપવું; બધા જીવતા કેદી છોડી મૂક્યા; બેલી, મેથ્યુસ, અને બીજા ઘણા બહાદુર કેદીઓને તેણે મારી નાંખ્યા હતા. આ રીતે મ્હૈસુરની બીજી લડાઇનો છેડો આવ્યો. આ સલાહ મદ્રાસ સરકારને બદનામી લગાડનાર હતી. ખરેખર જે દિવસે સલાહનામાં ઉપર ટિપૂએ સહી કરી તે દિવસે તેણે તેના ફ્રેંચ મદદગારોની ખાતરી કરી આપેલી કે હું જેમ બનશે તેમ જલદી ઇંગ્રેજો ઉપર ફરી હલ્લો કરીશ. આ ગવરનર જનરલે નાણાં માટે કાશીના રાજા ચૈયતસિંગને કેદ કરાવ્યો. તા. ૧૬મી આગષ્ટ ૧૭૮૨.

પછી એ નોકરી છોડી વિલાયત ગયો. ત્યાં તેના ઉપર લાંચ લીધાની તપાસ ચાલી. તેમાં તે નિરપરાધી ઠર્યો. એ કામ સાત વર્ષ ચાલ્યું હતું. એ તપાસમાં તેને દશલાખ રૂપીઆ ખરચ થયા. એણે લોકોના કલ્યાણ અર્થે સારૂં લક્ષ આપ્યું, એ પછી કોન્સિલના વડા મેમ્બર સરજોન માકફરસને, ફેબ્રુઆરી સન ૧૭૮૫થી સપ્ટેમ્બર ૧૭૮૬ સુધી વીશ માસ ગવર્નર જનરલ તરીકે કામ કર્યું. તે પછી લોર્ડ કાર્નવાલીસ ગવર્નર જનરલ થયો.

## लोर्ड कार्नवालीस.

सन १७८६ थी सन १७९३ सुधी. ७ व. रा. कर्यु.

એણે વિલાયત છોડયું ત્યારે એવી સુચના કરવામાં આવી હતી કે લડાઈ ઝગડા ન થવા દેતાં શાંતિ રાખવી. તે સન ૧૭૭૬ના સપ્ટેમ્બરમાં કલકત્તે આવી પહોંચ્યો. તેણે પ્રથમ સરકારી ખાતાઓમાં સુધારો કર્યો.

ટિપૂએ મલબાર કાંઠાના લોકો સાથે યુદ્ધ કર્યું. તેમાં તે ઘણો ઘાતકી રીતે ચાલ્યો. ત્યાં નાયર કરીને ઊંચી પંક્તીના હિંદુ લોકોને તેણે મુસલમાની ધર્મમાં વટલાવ્યા. અને ૮૦૦૦ દેવાલયોનો નાશ કર્યો. આથી ત્રાસ પામી ઘણાખરા નાયર લોકો ત્રાવણકોરના રાજ્યમાં આવી રહ્યા. તેમને ત્યાં વસવા દીધા, એ, તથા બીજાં કારણોથી, ત્રાવણકોરના રાજાના દેશ ઉપર ટિપૂએ સન ૧૬૯૦ના એપ્રિલમાં ચઢાઈ કરી. એ રાજા અંગ્રેજનો મિત્ર હતો તેથી ગવર્નર જનરલે, પેશવા નાના ફડનવીશ તથા નિજામ સાથે મિત્રાઈ કરી, ટિપૂ સાથે લડાઈ

જોડી. પછે કર્નવાલીસ લશ્કરનો અધિપતિ થઇ, તેણે મ્હે-સૂરની રાજધાનીનું બીજુ શેહેર બેંગલેર હસ્તગત કર્યું. તા. ૨૧મી માર્ચ સન ૧૭૯૧ પછી ત્યાંથી પાંશરો શ્રીરંગપટ્ટણ ઉપર હલ્લો લઈ ગયો. સન ૧૭૯૧ ના મેની તા. ૧૨ મી એ શ્રીરંગપટ્ટણથી થોડે છેટે આરીકેરા આગળ લડાઇ થઇ તેમાં ટિપૂ હાર્યો, અને શ્રીરંગપટ્ટણ લેવામાં હતું, પણ તે વામાં દુકાળ તથા ફોજમાં મંદવાડ ચાલ્યાથી તેને કિલ્લા આગળથી પાછું ફરવું પડ્યું. તા ૨૬ મીમે સન ૧૭૯૧. શ્રીરંગપટ્ટણથી તે બેંગલોર ગયો. ને ટિપૂની રાજધાની ઉ-પર બીજીવાર હુમલો કરવાની તૈયારી કરવા લાગ્યો. અહીં રહી તેણે નંદીદુર્ગ કિલ્લો જીતી લીધો. તા. ૨૦ અક્ટોમ્બર ૧૭૯૧. એજ ગઢ ઉપરથી ક્રૂર ટિપૂએ અનેક ઇંગરેજ બં-ધીવાનને હડશેલી પાડી, તેમના પ્રાણ લીધા હતા, એ તા. ૫ મી ફેબ્રુઆરી સન ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણ આવી પહોં-ચ્યો ત્યાં એક ભારે લડાઈ થઈ. તેમાં જય પામ્યો. અને ટિપૂ કાવેરી નદી ઉતરી શેહેરમાં જઈ ભરાયો. પછી ટિપૂએ સમાધાની કરવા કહાવ્યું. તેથી ઘેરો ઉઠ્યો. તા. ૨૪ મી ફેબ્રુઆરી ૧૭૯૨. પછી ઈંગ્રેજ તથા ટિપૂ વચ્ચે સંધિ થઇ તા. ૧૯ મી માર્ચ ૧૭૯૨. તેમાં ઠર્યું કે, ટિપૂએ પોતાનું અડધું રાજ્ય ઈંગ્રેજની મદદે આવેલા રાજાઓને વહેચી આપવું, લડાઈના ખરચ બદલ ત્રણ ક્રોડ રૂપીઆ આ-પવા સિવાય, ત્રિસલાખ રૂપીઆ મરેઠાને આપવા. ઈંગ્રેજ તરફના જે લોક તેણે કેદ કર્યા હોય તે છોડી દેવા અને એ પ્રમાણે વર્ત્તે ત્યાં સુધી તેના બે પુત્રો ઈંગ્રેજને સ્વાધીન

રાખવા. આ પ્રમાણે મ્હેસુરની ત્રીજી લડાઇનો છેડો આવ્યો.

આ ગવર્નર જનરલે બંગાળામાં સારી રીતે કારભાર ચલાવ્યો. એણે જમાબંધી ઉધરાવવાના ધારા બાંધ્યા. ન્યાય અને વસુલખાતાના કાયદા ત્યાં ચાલેછે તે તેના વારામાં પસાર થયા હતા. તેણે ૧૭૯૩ ના અકટોમ્બરમાં હીંદુસ્તાન છોડયું. પછી સરજાનશોર થયો.

## सरजानशोर (ऊपनाम लोर्ड टेनमाऊथ)

सन १७९३ थी १७९८ सुधी ५ वर्ष राज्य कर्युं.

એ સિવિલ સર્વિસમાં પંકાતો નર હતો. તેનો મત એવો હતો કે દેશમાં સર્વત્ર સ્વસ્થતા રાખવી. કોઇ દેશીરાજા રજવાડા સાથે વઢવાડ કરવી નહી. આથી ટિપૂ અને મરેઠાઓને પોતાનો રાજ્ય લોભ તૃપ્ત કરવાને પુરતો અવકાશ મળ્યો. ટિપૂ ઇંગ્રેજો સાથે છેલ્લી મોટી લડાઇ કરવાને ભારે તૈયારીઓ કરતો હતો. મરેઠાઓને પણ નિજામ ઉપર હલ્લો કરવાને હિમ્મત આવી હતી. આ ગવર્નર જનરલે પોતાના રૂડા વિચારો પાર પાડવાને જે ઉપાયો કર્યા, તે હિંદુસ્તાનના લોકોનું હિત થાય તેવા નહોતા. તેમ તેથી ઇંગ્રેજોની કીર્તિ વધે તેવા પણ નહોતા. એણે નિજામને, તે ઇંગ્રેજોનો મિત્ર છતાં, મદદ આપી નહોતી.

આ વેળા ઇંગ્રેજનો જુનો મિત્ર મહમ્મદઅલ્લી ૮૭ વર્ષની ઉમ્મરે સન ૧૭૯૫ ના અકટોમ્બરમાં કર્નાટકમાં મર્ણ પામ્યો. તેની પાછળ તેના છોકરા ઓમદત્તઅલ ઉમરાને ગાદી મળી. તેને ઘણુંજ દેવું હતું. તેના લેણદારો મુખ્યત્વે કંપનીના નોકરો હતા. એ દાવાઓની તપાસ ૯૦

વર્ષ ચાલી તેથી એ દેશને કરોડો રૂપીઆનું ખર્ચ થયું. સન ૧૮૦૧ માં લોર્ડ વેલ્સલીની કારકીર્દિમાં એ નવાબે કર્નાટક ઈંગ્રેજોને હવાલે કર્યુ. અને તેના બદલામાં મોટું પેનશન લીધું.

સન ૧૭૯૭ માં અયોધ્યાના નવાબ અસોફૂદ્દલાએ દેહ મુકી. તેની પછી તેનો પ્રખ્યાત પુત્ર વજીરઅલ્લી (બીજે નામે મિર્જાઅલ્લી) ગાદી ઉપર બેઠો. લોકોને તે અપ્રિય હોવાથી ગવરનર જનરલે પંડે અયોધ્યે જઈ તેને પદભ્રષ્ટ કરી મરનાર નવાબના ભાઈ સાદતઅલ્લીને રાજપાટ સોપ્યું. તા૦ ૨૧ મી જાનેવારી ૧૭૯૮ એ સાદતઅલ્લી કાશીમાં રહેતો હતો. તેની સાથે કાશીના રેસિડેંટ મિ૦ ચેરીએ કોલ-કરાર કર્યા પછી તે તુરત લખનોર ગયો હતો, ત્યાં ગવર્નર જનરલે જઈ તેને ગાદી આપી. પછી વજીરઅલ્લીને કાશી મોકલ્યો. ત્યાં એણે રેસિડેંટ ચેરીનું ખુન કર્યુ, અને બંડ ઉઠાવ્યું. પણ તેને હરાવી કેદી કરી લીધો.

સરજાનશોર, સન ૧૭૯૮ ના માર્ચમાં ઈંગ્લાંડ તરફ રવાને થયો. એની પછી લોર્ડ મોનિંગટન થયો.

## भाग त्रीजो.

### लोर्ड मोर्निग्टन. (मार्किवसवेल्सली). सन १७९८ थी १८०६ सुधी ७ वर्ष राज्य कर्युं.

એ સન ૧૭૬૦ ના જુનમાં જન્મ્યો. અને ૧૭૯૮ ના મે માસમાં ગવર્નર જનરલ થઈ હિંદુસ્તાનમાં આવ્યો. એને પાછળથી "માર્ક્વિસ વેલ્સલી" એ પદવી મળી હતી. એ

આવ્યો તે વખતે બ્રિટિશ રાજ્ય ઘણા ભયમાં હતું. ટિપૂ, સિંધિયા, અને નિઝામ તે વખતે ફ્રેન્ચોની સત્તા નીચે હતા. અને તેમના લશ્કરના અમલદારો ફ્રેન્ચો હતા. ભયંકર અહંમદશાહ અબદલ્લી, જેણે પાનિપતના મેદાનમાં મરેઠાનો ઘાણ વાળ્યો હતો, તેના વડા છોકરા ઝેમાનશાહે હલ્લાનીબીક દેખાડી ટિપૂ સાથે કાવત્રું ચલાવ્યું. ગવર્નર જનરલે નિઝામ સાથે નવી સંધિ કરી તેથી ઇંગ્રેજનું સૈન્ય પાછું સિકંદરાબાદમાં આવી રહ્યું. ટિપૂની દગા ભરેલી વર્ણુંકથી ગવર્નર જનરલે ત્રીશ હજાર કરતાં વધારે માણસનું સૈન્ય, સેનાધિપતિ હારિસની સરદારી નીચે શ્રીરંગપટ્ટણ મોકલ્યું. રસ્તામાં તેને ગવર્નર જનરલના ભાઈ, કર્નલ આર્થર વેલ્સલી, (પાછળથી "ડ્યુક આવ વેલિંગટન" થયો) અને કમાન માલ્કમની સરદારી નીચેનું નિઝામનું સૈન્ય, આવી મળ્યું. મુંબાઇથી પણ એક સૈન્ય આવ્યું. આ બે સૈન્ય ધીમે ધીમે શ્રીરંગપટ્ટણ ભણી ચાલ્યાં. ટિપૂ પ્રથમ પશ્ચિમ તરફ ગયો. તેને સિડાસુર આગળ મુંબાઇથી આવેલા સૈન્યના ઉપરી જનરલ સ્ટ્રુઅર્ટે હરાવ્યો. તા. ૬ ઠી માર્ચ ૧૭૯૯. પછી શ્રીરંગપટ્ટણથી ૪૦ મૈલ છેટે માલવેલી આગળ તેને જનરલ હારિસે હરાવ્યો. તા. ૨૭ મી માર્ચ ૧૭૯૯ અંતે ઇંગ્રેજી સૈન્ય શ્રીરંગપટ્ટણ આવ્યું. ને શેહેરને ઘેરી લીધું. ઘેરો એક માસ રહ્યા પછી લોર્ડ હારિસે ૧૭૯૯ ના મે માસની તા. ૪થીએ શ્રીરંગપટ્ટણ જીતી લીધું. એ લડાઇમાં ટિપૂ મરાયો. જનરલ બેયર્ડ (એ ૪ વર્ષ સુધી શ્રીરંગપટ્ટણના બંધીખાનામાં કેદી હતો) એમાં ઘણી

બહાદુરી કરી. ટિપૂના શબને બીજે દિવસે લાલ બાગમાં તેના બાપની ઘોર જ્યાં બંધાવી હતી તેમાં દટાવ્યું. ટિપૂ મ્હેસૂરનો વાઘ કહેવાતો. એ રાજ્યના બે મુખ્ય અમલદારો પુરનીઆ અને કમરૂદ્દીન, ટિપૂનો વડો પુત્ર, અને રાજ્યનાં બધાં મુખ્ય માણસો; એ સર્વે, ઈંગ્રેજોને તાબે થયાં.

શ્રીરંગપટ્ટણ લીધા પછી તે અંગ્રેજોએ પોતાને સ્વાધિન રાખી ટિપૂનું બાકીનું રાજ્ય. *નિજામ, ઈંગ્રેજ, અને જે રાજાને મ્હેસૂરની ગાદી આપી તે રાજા; એ ત્રણ વચ્ચે વહેંચી લીધું. નવો રાજા પાંચ વર્ષનો બાળક હતો. પણ તે જૂના હિંદુરાજાના વંશનો હોવાથી, તેના વડીલોનું રાજપાટ તેને સોંપ્યું. એ બાળક રાજાના વખતમાં રાજકારભાર પુરનીઆ ચલાવતો. એ હુંશિયાર મંત્રી હતો. રાજ્યની બવસ્થા કરવા સારૂ જનરલ વેલ્સલીને ઠરાવ્યો. એ ૧૮૦૫ સુધી મ્હેસૂરના કમિશ્નર તરીકે રહ્યો. તેણે ત્યાં ઘણો સુધારો કર્યો. ટિપૂના કુટુંબને પેનશન આપવું કરી વેલોરમાં રાખ્યું, હોલ્કરે પેશવા સાથે લડાઈ કરી તેથી પેશવા પુનેથી નાશી, ઈંગ્રેજને આશરે જઈ રહ્યો. પછી વસાઈ આગળ તા. ૩૧ ડિસેમ્બર ૧૮૦૨ માં સંધિ થયાથી તેને જનરલ વેલ્સલીએ પાછો પુનાની ગાદીએ બેસાડ્યો. તા. ૧૩ મી મે ૧૮૦૩

આ પછી દોલતરાવ સિંધિઆ તથા વરાડના રાજા રાઘોબા સાથે લડાઈ થઈ. ગવર્નર જનરલના કહેવાથી તેનાભાઈ જનરલ વેલ્સલીએ દક્ષિણમાં અસાઈ આગળ સિંધિયાની મોટી ફોજનો નાશ કર્યો. તા. ૨૩ મી સપ્ટેમ્બર ૧૮૦૩.

---

*નિજામને હૈદ્રાબાદ નજીકનાં પ્રગણાંઓ આપ્યાં. કનેરા, કોઈમતુર અને વૈનાદ ઈંગ્રેજોએ રાખ્યાં.

લોર્ડ લેકે ઉત્તરમાં દિલ્હી જતાં વાટમાં સિંધિયાનો આલિઘડ કિલ્લો તાબે કર્યો. તા. ૪ સપટેમ્બર ૧૮૦૩. પછી તા. ૧૧ મી સપ્ટેમ્બરે દિલ્હિ જીતી લીધું. પછી આગ્રા લીધું. ત્યાર પછી તા. ૧ નવેમ્બર ૧૮૦૩ માં લાસ્વારી આગળ ભારે લડાઈ કરી સિંધિયાને હરાવ્યો.

આર્ગામ આગળ તા. ૨૭ મી નવેમ્બર ૧૮૦૩માં જનરલ વેલ્સલીએ સિંધિયા તથા વરાડના રાજાને હરાવ્યા, અને ગ્વાલિયર લીધું. તા. ૧૫ મી ડિસેમ્બર ૧૮૦૩, આ પછી સિંધિયા સાથે તા. ૩૦મી ડિસેમ્બરે, અને તેના મિત્ર વરાડના રાજા સાથે તા. ૧૭ મી ડિસેમ્બર ૧૮૦૩માં સંધિ થઈ. તેમાં સિંધિયાએ ગંગા યમુનાં વચ્ચેનો પ્રદેશ ઈંગ્રેજોને આપ્યો, ને વરાડના રાજાએ કટક પ્રાંત આપ્યો. ઓમદત્ત અલ્લ ઉમરાના મરણથી કર્ણાટક પ્રાંત ઈંગરેજોને તાબે થયો. અને અયોધ્યાના નવાબ સ્પદતઅલ્લી પાસેથી દોઆબ નીચેનો ભાગ અને બીજા દેશો, તેને આફત વેળા ફોજની મદદ કરવા બદલ મળ્યા. તા. ૧૦ મી નવેમ્બર ૧૮૦૧.

ફરકાબાદ આગળ તા. ૧૭મી નવેમ્બરે, ને દીગ આગળ તા. ૨૩મી ડીસેમબર ૧૮૦૪માં લોર્ડલેક તથા જનરલફ્રેજરે, લડાઈ કરી હોલ્કરને હરાવ્યો. ને દીગ તાબે કર્યું. એ ભરતપૂરના રાજાને તાબે હતું. આ પછી ભરતપૂરના રાજા સાથે સલાહ થઈ. તા. ૧૭ એપ્રિલ ૧૮૦૫.

આ ગવર્નર જનરલ ઘણો બુદ્ધિમાન અને વિદ્વાન હતો. તેણે ઈંગરેજી સત્તા વધારી વેપારને ઉત્તેજન આપ્યું. એના વખતમાં બ્રિટિશ ઈંડિયાની ઉપજ ૭ થી ૧૫ ક્રોડ સુધી

થઈ. એ ૮૩ વર્ષની ઉમરે ૧૮૪૨માં મર્ણ પામ્યો. તે ઘણો ઉદાર હતો. શ્રીરંગપટ્ટણ પડી ભાગવાથી તેને ભાગે ઇનામના ૧૦ લાખ રૂપીઆ આવ્યા. તે તમામ તેણે લશ્કરને ઉત્તેજન દાખલ વેહેંચી આપ્યા. તેની જગાએ લોર્ડ કાર્નવાલીસ નીમાયો.

## लोर्ड कार्नवालीस.(बीजीवार.)सन १८०५

ગવર્નર જનરલની પદ્વી મેળવી એ બીજીવાર, તા.૧લી અગષ્ટ ૧૮૦૫ માં કલકત્તે આવ્યો. તેની રાજ્યનીતિની વર્ણુંક શાંત હતી. હિંદુસ્તાનમાં આવ્યા પછી, એ લોર્ડ લેકને લડાઇના સ્થળે, સલાહનો આગ્રહ કરવાને ઇરાદે મળવા જતો હતો, તેવામાં રસ્તામાં માંદો પડ્યો. અને તા. ૫ મી અક્ટોમ્બર ૧૮૦૫ માં ગાજીપુરમાં મરણ પામ્યો. તેની જગાએ સરજ્યોર્જ બાર્લો થોડા વખત માટે થયો.

## सरज्योर्ज बार्लो, सन १८०५ थी सन १८०७ सुधी २ वर्ष राज्य कर्युं.

એણે લોર્ડ લેકની સુચના ન ગણકારી, સિંધિયા તથા હોલ્કર સાથે સંધિ કરી, તેમના લીધેલા મૂલક પાછા આપ્યા, તથા એ શિવાય બીજી ઘણી છુટ આપી. ઇ. સ. ૧૮૦૫. આ તેણે ઘણું ખોટું કર્યું. વળી તેણે, જયપૂર તથા બુંદીના રાજાઓ ઇંગરેજના મિત્ર છતાં, તેમને સહાય આપવા ના કહી.

વેલોરનું બંડ—ટિપૂના બે છોકરા વેલોરમાં કેદ હતા, અને તેમને ભારે પેનશન મળતું હતું. ત્યાં તેમને પુષ્કળ

છુટ હતી. તેમની ઉશ્કેરણીથી, કે; સૈન્યતા હિંદુ લોકોને શુન્ય કપાળે કવાયત ઉપર આવવું, દાઢી મૂછો એક ધારી કતરાવવી, પાઘડીનો ડોળ અમૂક રાખવો, વિગેરે આજ્ઞાઓ કરવામાં આવી હતી તે તેમને ગમતી નહોતી તેથી; દેશી સિપાઇઓએ, વેલોરમાં બંડ કરી ત્યાંના ઘણાખરા ઇંગ્રેજી અમલદારો, તથા સિપાઇઓ મળી ૧૧૩ માણસોને વેલોરના કિલ્લામાં ઘાતકી રીતે મારી નાંખ્યા તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૦૬. પછી ત્યાંથી ચાર પાંચ ગાઉ છેટે અર્કાટથી કર્નલ ગિલેસ્પી થોડી ફોજ લઈ આવી પહોંચવાથી બંડ સમી ગયું. જેઓ હાથમાં આવ્યા તેમને સજા કરી. મદદ આવતાં સુધી સાર્જંટ બ્રોડી બહાદુરીથી બંડખોરો સાથે લડ્યો હતો. એ પછી લૉર્ડ મિન્ટો ગવર્નર જનરલ થયો. અને સરજ્યાર્જ બોર્લો મદ્રાસનો ગવર્નર ઠરચો.

## लोर्ड मिन्टो. सन १८०७ थी १८१३ सुधि ६ वर्ष राज्य कर्युं.

એણે બાર્લોના મતને અનુસરી રાજા રજવાડા માંહોમાંહે લડી મરે તેમાં વચ્ચે પડવું નહીં અને શાંતિથી રાજ્ય ચલાવવું, એવો પક્કો નિશ્ચય કર્યો હતો. અને તે પ્રમાણે ચાલવાને ઇંગ્લાંડની સરકારે તેના ઉપર દબાણ કરયું હતું પણ તે પ્રમાણે તેનાથી ચલાયું નહીં. કેમકે તેને *અમીર-

*અમીરખાન એક મહા ક્રુર ને લુટારૂ અફગાન સરદાર હતો. તેણે સન ૧૮૦૦માં જસવંતરાવ હોલ્કરને લડાઇમાં મદદ કરી હતી, તેથી તેણે તેને લશ્કરનો વડો બનાવ્યો હતો હોલ્કરના ગાંડપણમાં તે કારભાર ચલાવતો. એણે રજપૂતાનામાં પોતાની સતા સ્થાપી. ૧૮૦૯ એણે ઇંગ્રેજી રાજ ઉપર હલ્લા કરી ઘણી મેહેનત આપી હતી.

ખાન સામે વરાડના રાજાને મદદ આપવાની જરૂર પડી. વળી પેશવા અને નિઝામના કારભારમાં પણ વચ્ચે પડવું પડ્યું. એનું ધ્યાન મુખ્યત્વે કરીને પુર્વમાં ફ્રેંચ લોકોનો બાકી રહેલો મૂલક તાબે કરવા તરફ હતું. ફ્રેન્ચોને તાબેના બુર્બોન મોરિશ્યસ અને રોડીગેઝ બેટોથી લડાઇના વહાણો આવી ઇંગ્રેજી વેપારને હાની પોચાડતાં તેથી ૧૮૦૯—૧૦ માં ચઢાઈ કરી એ બેટો લીધા. અને એજ વખતે ડચલોકોનો રસાળ બેટ જાવા જીતી લીધો. એ વખતે કાળાલોકે, સ્વદેશમાં યુદ્ધ કરવામાં જેવી શુરવીરતા તથા સ્વામીભક્તિ બતાવી હતી તેવી પરભુમીમાં પણ બતાવી હતી. મોરિશ્યસ હજુ ઇંગ્રેજોને તાબે છે પણ બુર્બોન સન ૧૮૧૪માં ફ્રેંચોને પાછો આપ્યો.

એ વખતે ઉત્તરના પહાડી દેશોમાં થઈ ફ્રેંચ તથા રૂસ લોકો હીંદુસ્તાન ઉપર ચઢાઈ કરનારછે, એવો ડર હિંદુસ્તાનમાં વસનારા ઇંગ્રેજ લોકને લાગતો હતો. તેથી મિનટોએ લાહોરના રાજા રણજીતસિંગ સાથે દોસ્તી કરી. સિંધ કાબુલ, અને ઇરાન વકીલો મોકલ્યા. સિંધના અમીરોએ ફ્રેંચોને ન આવવા દેવા કબુલ કર્યું. મોંસ્ટુઅર્ટ એલફિન્સ્ટન કાબુલ વકીલ તરીકે ગયો. જ્યાં જેમાનશાહના ભાઈ અને અહમદશાહ અબદલ્લીના પૌત્ર દુરાનીરાજા શાહસુજા સાથે સન ૧૮૦૯માં સલાહના કોલકરાર કર્યા. સરજાન માલ્કમને ઇરાનમોકલ્યો. તેથી ઇરાનના શાહે ઇંગ્લાંડના દુશ્મન લશ્કરને પોતાનાદેશમાંથી જવાદેવાની રજા આપવાને નાપાડ્યું

લોર્ડમિન્ટો સન ૧૮૧૩માં ઇંગ્લાંડ ગયો. ત્યાં તેને અર્લની પદ્વી મળી, પણ તેજ વરસમાં તે મર્ણ પામ્યો. એની

પછી મોઇરાનો અર્લ ગવર્નર જનરલ ઠર્યો. તે પાછળથી માર્કિવસ આફ હેસ્તિંગ્સ કહેવાયો.

## मार्क्विस ऑफ हेस्तिंग्स सन १८१३ थी १८२३ सुधि १० वर्ष राज्य कर्युं.

એ સન ૧૮૧૩ ના ઓક્ટોમ્બર માસની તા૦ ૪ થીએ કલકત્તે આવી પહોંચ્યો. તે વખતે તેને મેહેસુલખાતું ગુંચવારામાં માલમ પડ્યું. તેમજ દેશી રાજાઓ સાથે ઘણી તકરારો ઝુલતી માલમ પડી. આવ્યા પછી તુરત તેને નેપાળના પહાડી ગુર્ખાલોક સાથે લડવા તૈયારી કરવી પડી. કેમકે એ લોક ઇંગ્રેજી મુલકની સરહદ ઉપર લુટફાટ કરતા હતા. વળી નેપાળના રાજાએ ભોટવાળના જમીનદારને કેદ કરી તેનું રાજ્ય લેઇ લીધું હતું. અને ૧૮ ઇંગ્રેજી પોલીસ અમલદારોને મારી નાંખ્યા હતા. તેથી પંડે ગવર્નરજનરલે લશ્કર તૈયાર કરી, તેની ચાર ટુકડીઓ પાડી સન ૧૮૧૪માં જુદે જુદે રસ્તે નેપાળ ઉપર મોકલી. સન ૧૮૧૪ ના અક્ટોમ્બર માસમાં જનરલ ગિલસ્પીએ કલંગાને ઘેરો ઘાલ્યો. તેમાં બીજી લડાઇમાં તેને ગોળી વાગવાથી તે મર્ણ પામ્યો. અમીરસીંગ એ વખતે ગુર્ખાલોકોનો સરદાર હતો. એ કિલ્લો છોડી ગુર્ખા જતા રહ્યા, તેથી તે તાબે થયો. પછી જેટકને ઘેરો ઘાલ્યો. ત્યાંથી ઇંગ્રેજને પાછું હઠવું પડ્યું. અમીરસિંગ માલુનગઢમાં ઘેરાઇ ગયો તેથી સને ૧૮૧૫ માં જનરલ આક્ટર્લોનીને શરણ થયો વિલાસપુરનો રાજા પણ ઇંગ્રેજોને શરણ થયો. અને ૧૮૧૫ માં કમાઉન હસ્તગત થયું. સન ૧૮૧૬ માં મક્વાનપુર તથા હરીપૂર આગળ

ગુર્ખાને હરાવ્યા. પછી ૧૮૧૬ ના માર્ચની તા. ૧૨ મીએ નેપાળ(ગુર્ખાની)સરકારે ઇંગ્રેજો સાથે સંધિ કરી. તેથી તેમના જીતેલા દેશમાંથી થોડોક ભાગ નેપાળસરકારને પાછો આપ્યો.

પીંઢારા સાથે લડાઈ—આ લુટારા લોકે ઇંગ્રેજ સરકારના રાજ્યમાં લૂટફાટ કરવા માંડી હતી. તેમના મુખ્ય નાયક ચિટૂ, કરીમખાનને દોસ્ત મહંમદ હતા. તા૦ ૨૬ મી ડીસેમ્બર સન ૧૮૧૬ માં મેજર લસિંગટને તેમની સામે લડી સાતસેં આઠસેં પીંઢારાને ઠોર માર્યા. અકટોમ્બર ૧૮૧૭ સુધીમાં તેમનો નાશ કરવા માટે એક લાખ તેર હજાર લશ્કર તૈયાર થયું. ગવર્નરજનરલે પંડે લશ્કર લેઈ પશ્ચિમ ભણીના પર્વતોમાંથી તેમને હાંકી કાઢ્યા. પીંઢારાનો મુખ્ય નાયક કરીમખાન સન ૧૮૧૮ ના ફેબ્રુઆરીમાં સરજાન માલકમને શરણ થયો. દોસ્ત મહંમદ સિંધિયાને તાબે થયો અને પછી ઝેર ખાઈ મરણ પામ્યો. ચિટૂને આસીરગઢ નજીક જંગલમાં વાઘે મારી નાંખ્યો. એ રીતે તેમનો છેડો આવ્યો. પિંઢારા એ નીચમાં નીચ લૂટારા હતા. તેમનાં લુટારૂ ટોળાં દક્ષિણમાં ઉપદ્રવ કરતાં. આગળના વખતમાં તેઓ મરેઠા સરદારોની ફોજ પાછળ વરની માફક પડતા હતા તેથી એ સરદારોએ તેમને નર્મદાકાંઠે જમીનોની નીમણુંકો કરી આપી હતી.

પેશવા સાથે લડાઈ—સરજાન માલ્કમને મોટી સત્તા સાથે દક્ષિણમાં ગવર્નર જનરલનો એજેન્ટ ઠરાવ્યો હતો, પેસવા બાજીરાવે એને આડું અવળું સમજાવી છેતરયો. મી. એલફિન્સ્ટનને બાજીરાવની દગલબાજી વિશે ખાતરી થઈ હતી. પેશવાનો માનીતો ત્રિંબકજી ડેંગલા હમેશાં તેને ઇંગ્રેજોની

સામે થવાને ઉશ્કેરતો હતો, એ ડેંગલાએ પંઢરપુરના દેવાલયમાં ગાયકવાડના વકીલ ગંગાધર શાસ્ત્રીને મરાવી નાંખ્યો.

પુનાના રેસિડેન્ટ મી. એલફિન્સ્ટનની છાવણી ઉપર પેસવાની સેનાના લોકે સન ૧૮૧૭ ના નવેમ્બરની તા. ૫મીએ હુમલો કરી રેસિડન્સી લુંટી. અને પ્રવાસમાં ઘણા અમલદારોને પકડી મારી નાંખ્યા. તેથી પુનાથી સવાગાઉ ઉપર ખડકી ગામ આગળ તેમની સાથે યુદ્ધ થયું. તેમાં પેશવાની હાર થઈ પછી જનરલ સ્મિથ, જે ચંદુરની ટેકરીઓમાં છાવણી કરી રહેલો, તેની કુમક આવી પહોંચવાથી પેશવા ત્યાંથી રતોવાઈ નાશી ગયો. તેથી પુના તાબે થયું. તા. ૫ મી નવેમ્બર ૧૮૧૭, પછી તેણે ફરી પુના લેવાનો વિચાર કરી લશ્કર એકઠું કર્યું. તેમની સાથે કોરેગામ આગળ યુદ્ધ થયું. તા. ૧૮મી જાનેવારી ૧૮૧૮ તેમાં કપતાન સ્ટાનૂટને તેમનો પરાભવ કર્યો. એ લડાઈ બે મૈલ છેટે ઉંચાણ ઉપરથી પેશવાએ જોઈ. તેનો સેનાપતિ બાપુ ગોખલા આસ્ટી આગળ મરાયો, તેનું સૈન્ય ઘટતું ગયું તેથી કંટાળી તા. ૩જી જુન ૧૮૧૮ માં તે(પેશવા)સરજાન માલકમને શરણ થયો. તેને કાનપૂર પાસે બિથર ગામમાં રાખ્યો. અને ૮ લાખ રૂપીઆનું વર્ષાશન બાંધી આપ્યું તે સન ૧૮૫૧.ના જાનેવારીમાં મરણ પામ્યો. પછી પેશવાની પદ્ધી કાઢી નાંખી સતારાનો રાજા, જે શિવાજીના વંશનો હતો તેને ઇંગ્રેજોએ પુનાની ગાદી આપી.

**नागपुरना राजा साथे लडाई**—વરાડનો રાજા રઘુજી ભોંસલે સન ૧૮૧૯ ના માર્ચ માસમાં મરણ પામ્યો. તેની પછી તેના પુત્ર પરસાજીને ગાદી મળી. તે દાધારંગો હોવાથી,ઇં-

ગ્રેજની વગથી તેના પિત્રાઈ આપા સાહેબ (માધવજી ભોંસલા) ને પ્રધાનની ગાદી મળી. તે પ્રધાનને ઇંગ્રેજો સાથે દગો કરી, નાગપૂરની પશ્ચિમે સિતાબલ્દીની ટેકરી ઉપર રેસિડેન્સી હતી તેપર હલ્લો કર્યો. તા. ૨૬ નવેમ્બર ૧૮૧૭. તેમાં કપ્તાનફિટ ઝિરાલ્ડે ઘણી બહાદુરી કરી હલ્લો પાછો હડાવ્યો. રેસિડેન્ટ જેંકિન્સ હતો. પછી ફોજ આવી પહોંચી તેથી નાગપૂરે આગળ લડાઈ થઈ. તેમાં નાગપૂર તાબે થયું. ને આપા સાહેબ ઇંગ્રેજને શરણ થયો. તા. ૧૬ મી ડિસેમ્બર ૧૮૧૭. પછી તે નાશી ગયો તેથી તેનો વારસ બાજીરાવ નામે હતો, તેને ઇંગ્રેજોએ નાગપૂરનું રાજપાટ સોંપ્યું. તે નાનો હોવાથી રાજપ્રતિનિધિ તેની માને ઠરાવી પરંતુ ખરેખરા કરતા કારવતા ઇંગ્રેજ થયા.

જશવંતરાવ હોલ્કર ઘણાંદુષ્ટ કર્મો કર્યાં પછી સન ૧૮૦૮ માં ગાંડો થયો. અને ૧૮૧૧ માં મરણ પામ્યો. તેથી તેનું રાજ્ય ઘણીજ અવ્યવસ્થામાં આવી પડ્યું. તેની પછી તેના અનૌરસ પુત્ર મલ્હારરાવને ગાદી મળી. તે નાનો હોવાથી હોલ્કરની રાખ્ય તુલશીબાઈ રાજકારભાર ચલાવતી. એ બાઇનું હોલ્કરના કેટલાક સરદારોએ ખૂન કરયું. એ સરદારોની મરજી ઇંગ્રેજ સાથે સંપ રાખવાની નહોતી. તેથી તેમણે વીશહજાર લશ્કર તૈયાર કર્યું. માહિદપૂર આગળ તેમને શરજાન હિસ્લોપ તથા સરજાન માલ્કમે તા. ૨૧ મી ડિસેમબર ૧૮૧૭ માં હરાવ્યા. પછી મલ્હારરાવ હોલ્કરની વતી રાજ્યકારભાર ચલાવનારા સાથે મંદુસરમાં તા. ૬ જાનેવારી ૧૮૧૮ માં સંધિ થઈ. આ ઠરાવથી હોલ્કરનો પુષ્કળ મુલક ઇંગ્રેજને મળ્યો. આ ગ-

વર્નર જનરલ સન ૧૮૨૩ માં બધાનાં વખાણ મેળવી વિલાયત ગયો. તેની પછી લોર્ડ આમહર્સ્ત ગવર્નર જનરલ થયો.

# लोर्ड आमहर्स्त.

सन १८२३ थी १८२८ सुधी ५ वर्ष राज्य कर्युं.

એ ૧૮૨૩ ના અગસ્ટ માસમાં હીંદુસ્તાનમાં આવ્યો. એની કારકિર્દિમાં સન ૧૮૨૪ માં બ્રહ્મદેશના લોકો સાથે બ્રિટિશ સરકારને લડાઈ જાગી, તેનું કારણ એકે, ચિતાગોંગ તથા આરાકાન પ્રાંતો વચ્ચેની સીમા, ઉપર શાહપુરી નામે એક રેતાળ બેટ છે. ત્યાં ૧૮૨૩ માં ઇંગ્રેજ લોકે પોતાની પ્રજાના બચાવ માટે ૧૩ સિપાઈ મુક્યા હતા. તે બેટના કબજા વિષે ટંટો થયો. તેથી ૧૮૨૩ના સપ્ટેમ્બરમાં એક હજાર બ્રહ્મીલોકે ઇંગ્રેજનાં માણસોનો પરાભવ કરી તેમને તે બેટમાંથી કાઢી મૂક્યા. પછી કકર ઉપર હલ્લો કર્યો. આથી લડાઈ સળગી, અને એવો નિશ્ચય થયો કે, બ્રહ્મદેશ ઉપર ચઢાઈ કરી, રાજાને ઠેકાણે લાવવો.

સર આર્ચી બાલ્ડકેમ્પ બેલની સરદારી નીચે બ્રહ્મદેશ ઉપર, બંગાળા અને મદ્રાસનું લશ્કર મોકલ્યું. તેમણે રંગુન જીતી લીધું તા. ૧૧ મી મે ૧૮૨૪. પછી રંગુનથી થોડેક અંતરે કેમેન્ડાઇન નામે બંદર હતું તે લીધું તા. ૧૦ મી જુન ૧૮૨૪ પછી બ્રહ્મીસરદાર થિકિયાવોંગીનો પરાજય કર્યો. કર્નલ ગોડવીને માર્ત્તાબાન લીધું. કર્નલ માઇલ્સે તેનાસરિમ પ્રાંતમાં ટાવોય તથા મર્ગુઈ ગામ લીધાં. સન ૧૮૨૪.

પછી ડોનાબ્યુ, પ્રોમ, અને આરાકાન જીતી લીધાં. એપ્રિલ ૧૮૨૫. ડોનાબ્યુ લેતાં બ્રહ્મી સરદાર મહાબાંડુલા મરાયો. મેલુન ૧૮૨૬ માં લીધું. એજ સાલમાં પાગામની લડાઇમાં ૨૦૦૦ બ્રિટિશલશ્કરે, નર્કાધિપતિની સરદારી નીચેના ૧૮૦૦૦ બ્રહ્મીલશ્કરનો તા. ૯ મી ફેબરૂઆરિએ પરાજય કર્યો. આ પછી ઇંગ્રેજી કેદીઓને છોડવામાં આવ્યા હતા. અને સલાહના કોલકરારો, આવાના રાજાની હઠીલાઇથી બે વખત તોડી નાંખ્યા હતા તે ફરીથી થયા.

જ્યારે ઇંગ્રેજી લશ્કર રાજધાનીથી ચાર મૈલ છેટે યાન્દોબા પોહોચ્યું ત્યારે આવાના રાજાએ કોલકરાર ઉપર સહી કરી. તા. ૧૪ ફેબરવારી સન ૧૮૨૬. તેમાં ઠરાવ થયો કે બ્રહ્મીલોકે આસામ. કક્કર, જિન્ટીઆ, અને મણિપૂર, ઉપરથી પોતાનો દાવો સમૂળગો ઉડાવવો. અને લડાઇના ખર્ચ બદલ ત્રણ હપ્તે એક કરોડ રૂપીઆ ભરવા અને આરાકાન તથા તેનાસરિમ પ્રાંતો ઇંગ્રેજને આપવા. બીજો હપ્તો ભરાય એટલે, ઇંગ્રેજ લોકે રંગુન, રાજાને સ્વાધિન કરવું.

ભરતપુર.--ભરતપુરનો રાજા સન ૧૮૨૩માં સંતાન વગર મરણ પામ્યો તેથી તેની ગાદી માટે ઝગડા ઉઠ્યા, તે ત્યાંના રેસિડેંટ સર દેવિડ આકટર્લોનીએ પતાવી, બળદેવસિંગને ગાદીનો વારસ કબુલ કર્યો. બળદેવસિંગ ૧૮૨૫ના જાનેવારીમાં એક બાળક બળવંતસિંગને પોતાની પાછળ વારસ મૂકી મર્ણ પામ્યો. ઇંગ્રેજે તેને ખરો વારસ ગણ્યો. પણ તેનો કાકો દુર્જનસાલ, એ ગાદીપર દાવો કરવા લાગ્યો. તેણે ભરતપુરનો કિલ્લો હાથ કરી રાજ્યના ખરા અધિકારી બળવંતસિંગને

બંધીખાને નાંખ્યો તેના વાલીનું ખુન કરયું. સરદેવિડઆ કટર્લોનીને ગવર્નર જનરલના ઠંડાપણાથી ઘણું ખમવુંપડયું તેથી તેણે રાજીનામું આપ્યું. અને પછી તેની જગાએસર ચાર્લસ મેટકાફને ઠરાવ્યો. તેણે ગવર્નર જનરલને સમજાવ્યું કે, ઇનસાફને ખાતર દુરજન સાલને શીક્ષા કરવીતેથી સેનાપતિ લોર્ડ કોમ્બરમીઅરે જઈ ભરતપૂરને ઘેરો ઘાલી તે લીધું. તા.૧૮મી જાનેવારી ૧૮૨૬. પછી તરતજ દુરજનસાલને કેદ કરી બળવંતસિંગને ગાદીએ બેસાર્યો.

લોર્ડ આમહર્સ્ત ૧૮૨૮ ના માર્ચ માસમાં નોકરી છોડી વિલાયત ગયો. એની જગોએ મી. बटरवर्थबेलीए નવો ગવર્નર જનરલ આવતા સુધી કામ ચલાવ્યું. પછી લોર્ડ વિલ્યમ બેન્ટિક ગવર્નર જનરલ થયો.

## लोर्ड विल्यम बेन्टिक सन १८२८थी १८३५ सुधी ७ वर्ष राज कर्यु.

થોડાં વર્ષ ઉપર એ મદ્રાસનો ગવર્નર હતો.પછી તે લોર્ડ આમહર્સ્તની જગાએ ઠર્યો એના વખતમાં દેશના કારભારમાં ઘણા લાભકારક ફેરફાર થયા;સન ૧૮૨૮ ના જુલાઈ માસથી તે ૧૮૩૫ના માર્ચ માસ સુધી તેણે ગવર્નર જનરલ તરીકે અમલ ચલાવ્યો. તેને પોતાની જગ્યાપર આવતાં માલમ પડયું કે મેહેસુલ ખાતામાં અંધેર ચાલેછે,ન્યાયની અદાલતો પૂરતી નથી,અને કેળવણી ખોટી રીતે આપ્યામાં આવેછે.આ ખરાબીઓ દુર કરવા તરફ તે મંડ્યો.

પ્રથમ તેણે લશ્કરી ખર્ચ ઓછો કર્યો. લશ્કરને ચાકરી ઉપર હોય ત્યારે પગાર સિવાય બેવડું ભથ્થું મળતું હતું,તે

બંધ કરયું, અલ્હાબાદમાં એક મોટી અદાલત સ્થાપી, અને ઘણાએક મુખ્ય સદર અમીનો નામ્યા તેણે કેળવણી વિશે લખેલી પોતાની વખણાએલી મિનિટમાં ઇંગ્રેજી વિદ્યાને ઉત્તેજન આપ્યુંછે. તેણે સતિ થવાનો ચાલ બંધ કર્યો. અને તેને ગુનાહતરીકે સજા કરવાનું જાહેર કરયું. તા. ૪ ડીસેમ્બર ૧૮૨૯

કુર્ગનો રાજા પોતાની પ્રજા તેમજ કંપની સરકાર સાથે ઉન્મતપણે વર્ત્યો હતો, તેથી ઇંગ્રેજોએ ૧૦ દિવસની લડાઇમાં તેની રાજધાની મરકારા લેઇ, રાજાને કેદ કરી બનારસ મોકલી દીધો. પછી એ રાજ્યમાં બધે ઇંગ્રેજી અમલ ચાલું કરી ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું. તા. ૬ એપ્રિલ ૧૮૩૪.

સન ૧૮૨૯માં ગવર્નર જનરલે ઠગી એટલે ઠગ લોકોનાં ટોળાંને બેસારી દેવાને મેજર સલીમાનને કમિશ્નર ઠરાવ્યો. એ ઠગ લોકો હરામી ચોર અને ધર્માંધ હતા. તેઓ ઘણું કરીને મધ્યહિંદુસ્તાનનાં જંગલોમાં વગર બચાવના મુસાફરોને લલચાવી લેઇ જઇ મારી નાંખતા. તેમને વીખેરી નાંખ્યા સન ૧૮૩૩માં કંપનીના રૂલમાં ફેરફાર થયો.

આ ગવર્નર જનરલે ૧૮૩૫ના મે માસમાં હિંદુસ્તાનછોડયું. તેથી સરચાર્લ્સમેટકાફે આકટીંગ ગવર્નર જનરલ તરીકે માર્ચ૧૮૩૬સુધી અધિકાર ચલાવ્યો. એનાવખતમાંછાપખાનાને ઘણા પ્રકારની છુટ મળી એ પછી લોર્ડ આકલાંડથયો.

## लॉर्ड आकलांड. सन १८३६ थी १८४२ सुधी ६ वर्ष राज्य कर्युं.

આ દશમો ગવર્નર જનરલ ૧૮૩૬ના માર્ચમાં હિંદુસ્તાનમાં આવ્યો. એની કારકીર્દિ, ઘણું કરીને અફગાન ચડાઇના ભેદકારક નાશને લીધે જાણીતી છે.

રૂશીઅનોને હિંદુસ્તાનમાં આવતા અટકાવવાને તેણે અફગાનીસ્તાનમાં લડાઈ શરૂ કરી. ત્યાંના રાજા શાહસુજા ને તેના ભાઈ મહમદે, ફતેખાનની મદદથી પદભ્રષ્ટ કરી ગાદીએથી ઉડાડી મુક્યો, તેથી તે નાશી ઇંગ્રેજોને આશ્રયે આવી રહ્યો. ઇંગ્રેજોએ, એની પાસે કાંઈ મિલ્કત ન હોવાથી ગુજરાન માટે ચાર હજાર રૂપીઆનો દરમાયો બાંધી આપી સતલજ પાસે લુધ્યાનામાં તેને રાખ્યો. ગાદિ પતિ મહમદે કૃતઘ્ન થઈ, ફતેખાનને મારી નાખ્યો. તેનું વેર વાળવા ફતેખાનના ભાઈ દોસ્તમહંમદે બંડ કરી તેનો ઘણો મુલક જીતી લીધો. ફકત તેની પાસે હેરાત પ્રાંત રહ્યો. એ પછી મહમદ થોડે દિવસે મર્ણ પામ્યો. તેની પછી હેરાત પ્રાંત તેના પુત્ર કામરાનને મળ્યો. દોસ્તમહંમદ પાસે અફગાનીસ્તાનમાં મુખ્ય સત્તા હતી. સન ૧૮૩૭માં લોર્ડ આકલાંડે અલેકઝાંડર બર્નસના હાથ નીચે એક એલચી ખાતું તેના પાસે મોકલ્યું. પણ તેથી મનોરથ સિદ્ધ થયો નહીં. એટલામાં રૂશીઅનોની ઉશ્કેરણીથી ઇરાનના શાહ ૪૦ હજાર મજબુત લશ્કર સાથે સન ૧૮૩૭ના નવેમ્બર માસમાં હેરાત ઉપર ચઢાઇ કરી. એલડ્રેડ પોટિંજર નામે બહાદુર ઇંગરેજ અમલદારે હેરાતી લોકોની મદદે લડાઇ કરી તેને હરાવ્યો. તેથી ૧૮૩૮ના સપ્ટેમ્બરમાં ઇરાની લશ્કર અપમાન સહીત ઝડપથી પોતાની સરહદ તરફ પાછું ગયું. તે એવી ખબર સાંભળીને કે, ઇંગ્રેજી લશ્કર ઇરાની અખાતમાં કર્ક બેટમાં આવી પહોચ્યું છે.

अफगानास्तानिपर चढाई.—શાહસુજાનો, દોસ્ત મહમદ

કરતાં, ગાદી ઉપર વધારે હક હોવાથી લોર્ડ આકલાંડે તેને ગાદી પાછી મેળવી આપવાનો નિશ્ચય કરી જુન ૧૮૩૮ માં પંજાબના રાજા રણજીતસિંગ, શાહસુજા અને બ્રિ-ટિશ સરકાર વચ્ચે સલાહના કોલકરાર કર્યા. અને સરજા-ન કીનની સરદારી નીચે એક ફોજ અફગાનીસ્તાન ઉપર મોકલી. અને શાહસુજાની દરબારના એલચી તરીકે એ ફો-જ સાથે વિલિયમ મેકનાટનને (પાછળથી સરની પદ્વી મ-ળી) રવાને કર્યો. એ લશ્કરે જઈ શાહસુજાને કંદહારમાં રાજ્યાભિષેક કર્યો. તા. ૮ મી મે ૧૮૩૯. એ અરસામાં પંજાબના રાજા રણજીતસિંગના મર્ણના સમાચાર મળ્યા. (જુન ૧૮૩૯ એ સમાચાર શાહસુજાના કાર્યને ભારે હાની કરતા હતા.) પછી ત્યાંથી જઈ તા. ૨૩મી જુલાઇએ ગી-જની અને તા. ૭મી અગષ્ટે કાબુલ લીધું, અને ત્યાં પા-છો શાહસુજાને ગાદીએ બેસાડ્યો. દોસ્તમહંમદ ત્યાંથી બોખારા તરફ નાશી ગયો હતો. સપ્ટેંબરમાં હિંદુસ્તાનથી બીજું લશ્કર, સરજાન કીનના લશ્કરને આવી મળ્યું. તે મણે ખૈબરપાસમાંથી આવતાં રસ્તામાં અલીમસજીદ અને જલાલાબાદ નામે મજબુત કિલ્લા કબજે લીધા. ઇંગરેજી લશ્કરે ધારેલું કામ કરયુ તેથી અફગાનીસ્તાનમાં જનરલ નોટ અને કર્નલ સેલના હાથ નીચે ગ્યારીસન ત-રીકે બંગાલ ફોજનો થોડો ભાગ રાખી બાકીના તમામ ઇંગ્રેજી લશ્કરને હિંદુસ્તાનમાં પાછા જવાનો હુકમ થયો. એ જયથી બ્રિટીશ સરકારે ઘણા અમલદારોને મોટી મોટી પદ્વીઓ બક્ષી. લોર્ડ આકલાંડને અર્લની પદ્વી મળી.

નાઠેલા દોસ્તમહમદે પાછા આવી અફગાનીસ્તાનમાં બંડ

ઉઠાવ્યું. તેને, સર રોબર્ટસેલે ધોરબંદ પાસ નજીક પોજ સ્ચુની ખીણમાં પરવાન મુકામે તા. ૨જી નવેમ્બર ૧૮૩૯ માં, હરાવ્યો. તેથી તે બીજે દિવસે કાબુલના વકીલ સર-વિલ્યમ મેકનાટનને શરણ થયો. પછી તેને હિંદુસ્તાનમાં મોકલી દીધો. તા. ૧ નવેમ્બર સન ૧૮૪૦

સર વિલ્યમ મેકનાટન મુંબાઇનો ગવર્નર ઠર્યો, અને તે ત્યાં જવાનો હતો તેવામાં અફગાનીસ્તાનમાં શાહાસુજાના ફટાઇઆ સરદારોએ બંડ કર્યુ, તેમને જગડલક નામની જગાએ સર રોબર્ટસેલે હરાવી પોતે જલાલાબાદ ગયો.

કાબુલનાદંગો—સર રોબર્ટસેલ જલાલાબાદ પહોંચ્યા અગાઉ આખા અફગાનીસ્તાનમાં બળવો ઉઠ્યો. તા. ૨ જી નવેમ્બર સન ૧૮૪૧ની સવારેમાં કાબુલમાં તોફાન થ-યું. તેમાં સર અલેક્ઝાંડર બર્નસ, તેનો ભાઇ અને બીજા અધિકારીઓના ખુન થયાં. અને બળવાખોરોએ બંડની ધજા ખુલ્લી રીતે શેહેરના કોટ ઉપર ચઢાવી, શાહસુજાનો ભંડાર લૂટ્યો. તેમના સામે જનરલ એલફીન્સ્ટનની મદ-દમાં બાલાહિસ્સાર એટલે રાજમેહેલના જનરલ શેલ્ટનને મોકલ્યો. એ બન્નેએ શત્રુના બીમારૂ ગામ ઉપર તા. ૨૨મી નવેમ્બરે ચઢાઇ કરી. પણ તેમાં તેમની હાર થઇ. પછી ઇંગરેજોએ દોસ્તમહંમદના દીકરા અકબરખાનને સંધિ કરવા કહ્યું તેણે નાણાં બક્ષીસ મળવાની અને શાહસુજા-નો વજીર થવાની શરતે હા કહી. સંધિ કરવાને બહાને દગો કરી, સર વિલ્યમ મેકનાટન અને બીજા અમલદા-રોને એકાંતે બોલાવી મારી નાંખ્યા. પરંતુ સંધિ ચાલતી

રહી. અને એવો ઠરાવ થયો કે ઈંગ્રેજો પુષ્કળ દ્રવ્ય આપે તો તેમને નિર્વિઘ્ને પાછા જવા દેવા. આ વાત કબુલ કરી તા. ૬ જાનેવારી સન ૧૮૪૨ની સવારમાં ઈંગ્રેજોએ કાબુલ છોડ્યુ, રસ્તામાં પર્વતના વિકટ માર્ગથી; અને અફગાન લોકો આડે રહી, ગોળીઓ મારતા હતા તેથી; તથા રસ્તાનો થાક, ભૂખ, અને ટાઢથી, ઈંગ્રેજોનાં ઘણાં માણસોનો નાશ થયો. કેટલાકને અકબરખાને, બચાવ કરવાને બહાને કેદ કર્યા. તેમાં જનરલ એલફિનસ્ટન તથા બીજા અમલદારો સાથે લેડીસેલ; લેડી મેકનાટન અને બીજી થોડીક સ્ત્રીઓ હતી. ફક્ત એક ડાક્ટર બ્રિડન જલાલાબાદ જઈ પહોંચ્યો. તેણે ઈંગરેજી ફોજનો નાશ થયાના શોકકારક સમાચાર ત્યાં જઈ કહ્યા. એ વખતે જનરલસેલ જલાલાબાદનું અને નોટ કંદહારનું રક્ષણ કરી બેઠા હતા.

चीन साथे पेहेली लडाई.—હિંદુસ્તાનથી ચીન આવતા અફીણની, દાણ ચોરી અટકાવનાર ચીનાઈ અમલદારોએ ઈંગરેજી વહાણો અને ઈંગરેજી પ્રજા ઉપર જુલમ કરવાથી આ લડાઈ સળગી. સરહ્યુગફની સરદારી નીચેના હીંદુસ્તાની લશ્કરે ચીનમાં ઘણાં પરાક્રમો કર્યા. તેથી ચીનાઈ સરકારે હોંગકોંગ બેટ ઈંગરેજોને આપ્યો અને ચીનનાં ચાર બંદરોમાં ઈંગરેજોને વેપાર કરવાની છુટ આપી.સ૧૮૪૨

લોર્ડ આકલાંડ સન ૧૮૪૨ના માર્ચમાં વિલાયત ગયો. તેની જગ્યાએ લોર્ડ એલનબરો થયો.

## लोर्ड एलन्बरो. सन १८४२ थी १८४४ सुधी २ वर्ष राज्य कर्युं.

એ ૧૮૪૨ના ફેબરવારીમાં કલકત્તે આવી પહોંચ્યો. તેની

કારકીર્દિ મુખ્યત્વે કરીને, વેર લેવાને અફગાનીસ્તાનમાં કરેલી ચઢાઈ, સિંધની જીત, અને ગ્વાલિયરની લડાઇને માટે જાણીતી છે.

अंग्रेज केदीओनो छुटकारो.—જનરલ પોલોકને અફગાનીસ્તાનમાં બ્રિટિશ સરકારને થયેલી હાનીનું વેર લેવાને, અને જનરલ સેલ તથા નોટનું રક્ષણ કરવા જવાનો હુકમ થયો. તેણે પેશાવરથી તા૰ ૫ મી અપ્રેલ ૧૮૪૨માં નીકળી, ખૈબરપાસને માર્ગે જઈ, જલાલાબાદમાં રાબર્ટ સેલ અને તેના સાથીઓનો બચાવ કર્યો.

બીજું લશ્કર બોલનપાસને માર્ગે જનરલ ઇંગ્લાંડની સરદારી નીચે, જનરલ નોટની મદદે મોકલ્યું. તે છેવટે એપ્રિલ આખરે કંદહાર જઈ પહોંચ્યું. જનરલ પોલોકે, જનરલ નોટ સાથે એક મત થઈ, અગષ્ટ આખરે તેણે જલાલાબાદ છોડ્યું. અને કાબુલપર ચઢાઈ કરી. રસ્તામાં તેણે ઘણીવાર અફગાનો સાથે લડાઈ કરી ભારે જીત મેળવી. અને છેવટે તા૰ ૧૫મી સપ્ટેમબરે, કાબુલની સરત રમવાની જમીન ઉપર લશ્કરે પડાવ નાંખ્યો.

જનરલ નોટ કંદહારથી નીકળી કાબુલમાં જનરલ પોલોકને આવી મળ્યો. રસ્તામાં આવતાં તેણે ગીજનીના ગવર્નર સમશુદીનને હરાવી, ગોજની લેઈ તેના કિલ્લાનો નાશ કર્યો.

આ વાત જ્યારે અકબરખાને જાણી ત્યારે તેણે પોતાની કેદમાંના ઇંગ્રેજ કેદીઓને અફગાન સરદારોની ચોકી તળે તુર્કસ્તાનનાં જંગલોમાં લઈ જઈ, ગુલામો તરીકે વેચી દેવાનો હુકમ કર્યો. તે પ્રમાણે તેઓને લઈ જતા હતા,

એટલે ઈંગ્રેજ બંધીવાનો પોતાની સાથેના સિપાઈઓને લાંચ આપી નાશી જઈ, ઈંગ્રેજી છાવણીમાં આવી રહ્યા. એમાં શેઅર્ટસેલની સ્ત્રી તથા પુત્રી અને મેકનાટનની સ્ત્રી પણ હતાં. એ રીતે ઈંગ્રેજ બંધીવાનોનો છુટકારો થયો.

ત્યાર પછી ઈંગ્રેજોએ ઇસ્ટાલીફ નામે કિલ્લો જ્યાં ઘણા હારેલા અફગાનોએ આશ્રય લીધો હતો તે જીતી લેઈ, બાળી નાંખ્યો. કે જ્યાંથી કાબુલની કત્તલ વખતે ચોરાએલો ઘણો ખજાનો પાછો ઈંગ્રેજોને હાથ લાગ્યો. પછી ચારેકરના પણ એજ હવાલ કર્યા, કાબુલનું મોટું બજાર બાળી નાંખ્યું. પછી અફગાનીસ્તાનનું સઘળું ઈંગ્રેજી લશ્કર પંજાબને માર્ગે, ફિરોજપુર પાછું આવ્યું. દોસ્તમહંમદ અને બીજા અફગાન કેદીઓને છોડી દીધા. એ પછી ઈંગ્રેજોએ એ દેશમાં ફરી હાથ ઘાલવાનું છોડી દીધું.

સિંધની લડાઈ.—ત્યાંના અમીરોએ અફગાન લડાઈ વખતે ઈંગ્રેજી લશ્કરને ત્યાં થઈને જતાં અટકાવ કર્યા હતો તે, તથા તેમની બીજી અયોગ્ય વર્તણુંકને લીધે ગવર્નર જનરલે નવું સંધિપત્ર લખાવી ત્યાંના કમીશનર મેજર આઉટરામની મારફત તેમની તે ઉપર સહીઓ લીધી. તેમાં સિંધના અમીરોએ ખંડણીને પેટે કેટલોક દેશ આપવો; નાણાંના સિક્કા પાડવા નહીં, વીગેરે કેટલીએક તેમની સ્વતંત્રતા છીનવી લીધી હતી. એ તથા બીજાં કારણોથી ખીજવાઈ, તેમણે કમીશનરના બંગલા ઉપર હલ્લો કર્યો. તા૦ ૧૫ મી ફેબરવારી સન ૧૮૪૩. કમીશનરનાં માણસોએ લઢી, તેમનું કાંઈ ચાલવા દીધું નહીં. પછી સર ચાર્લ્સ નેપીઅર લશ્કર લેઈ આવ્યો. તેણે હૈદ્રાબા-

દની ઉતરમાં છ મૈલ પર મીઆની ગામ આગળ તા. ૧૭ મી ફેબ્રુઆરીએ લડાઈ કરી અમીરોને હરાવ્યા. બીજે દિવસે છ મુખ્ય અમીરોએ પોતાનાં હથિઆર ઇંગ્રેજ સેનાપતિને સ્વાધિન કર્યાં. પછી મીરપુરના અમીર શેર મહંમદની સરદારી નીચે કેટલાક અમીરો હૈદ્રાબાદ ઉપર ચઢી આવતા હતા તેમનો હૈદ્રાબાદથી બે અઢી ગાઉ ઉપર, ડબ્બા કરીને ગામ છે, ત્યાં લડાઈ કરી પરાજય કર્યો. તા. ૨૪ માર્ચ ૧૮૪૩, અમીરશાહમહંમદ કેદ પકડાયો. ને શેર મહંમદનો, મેજર જાકબે પરાભવ કર્યો, તેથી તે નાશી ગયો, આ પછી સિંધ દેશ ઇંગ્રેજોને સ્વાધિન આવ્યો. તે તેમણે ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. સન ૧૮૪૩. અને એ દેશ જીતનાર સર ચાર્લ્સ નેપીઅરને ત્યાંનો ચીફ કમીશનર ઠરાવ્યો.

ग्वालियरनीलडाई.— સન ૧૮૨૭ માં દોલતરાવ સિંધિયા મરણ પામ્યા પછી તેની મહારાણીએ જનકોજીને દત્તપુત્ર કરી લેઈ તેના વાલી તરીકે પોતે કેટલીક મુદત સુધી રાજ્યકારભાર ચલાવ્યો, જનકોજી સન ૧૮૩૩ માં પોતે રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો. પણ તે ૧૮૪૩ માં સંતાન વગર મરી ગયો. ત્યારે તેની વિધવા રાણીએ રાજ કુટુમ્બમાંના એક નાના છોકરાને દત્તપુત્ર કરી લેઈ ગાદીએ બેસાડ્યો. તે વખતે એ રાણી ફકત તેર વર્ષની હતી. માટે એ રાજાની વતી ઇંગ્રેજી રેસિડંટના અનુમતથી મામાસાહેબ નામે, જનકોજીનો કાકો રાજ્ય કારભાર ચલાવતો હતો. એ સરદારને રાણી તથા તેની પક્ષવાળાએ કારભાર ઉપરથી દૂર કર્યો. અને તેની જગા, દાદાખાશજીવાળા નામે

એક શખ્સને આપી, આથી ગવર્નર જનરલને માઠું લાગ્યું, તેથી એકદમ તેને વચ્ચે પડવાની જરૂર પડી. અને સરહ્યુગફની સરદારી નીચે એક લશ્કર મોકલ્યું. ને પોતે પણ એ લશ્કર સાથે જઈ ચંબલ નદીને સામે કાંઠે પડાવ નાંખ્યો. ને રાજા સાથે એકાંતે મળવાનું ઠરાવ્યું. પણ રાજા ઠરાવેલે વખતે આવ્યો નહીં તેથી તેના પર હલ્લાં કરી, તે વેળા તેણે ઇંગ્રેજો સાથે સલાહ કરવા બાપુ શીતાવળીને મોકલ્યો. તે સલાહ ન કરતાં લશ્કર લેઈ આવ્યો તેથી તેની સાથે મહારાજપુર તથા પનીઆર આગળ ભારે લડાઈ થઈ. તેમાં સરહ્યુગફે મહારાજપુર આગળ અને તેજ દિવસે જનરલ ગ્રે, જે બીજે રસ્તે ગ્વાલિયર ઉપર આવતો હતો તેણે પનીઆર આગળ મરેઠાને હરાવ્યા. તા. ૨૯ મી ડિસેમ્બર ૧૮૪૩.

પછી રાજા બાળક હોવાથી તે ઉમ્મર લાયક થતાં સુધી રાજ્ય કારભાર એક પંચ નીમી ચલાવવો. એવો ઠરાવ ગવર્નર જનરલે કરી, બાળ રાજા સાથે સંધિ કરી.

આ ગવર્નર જનરલે સિંધ તથા ગ્વાલિયરમાં જે વર્તણુંક ચલાવી તેથી નારાજી થઈ, કોર્ટ આવ ડિરેક્ટરોએ તેને પાછો બોલાવી લીધો. ને તેની જગ્યાએ હાર્ડિંજને ઠરાવ્યો.

## लोर्ड हार्डिज. सन १८४४ थी १८४७ सुधि ३ वर्ष राज्य कर्युं.

એ સન ૧૮૪૪ માં કલકત્તે આવ્યો ને ૧૮૪૭ માં તેણે કલકત્તા છોડ્યું. તે માન સહિત ડ્યુક આવ વેલિંગટનના હાથ નીચે [1]વાટર્લુની અને [2]પેનાનસ્યુલાની લડાઈમાં કામ

---

૧ બેલજીઅમમાં છે. ૨ સ્પેન અને પોર્ટુગાલની.

કરતો હતો. જ્યાં તેણે પોતાનો એક હાથ ખોયો હતો. તેની કારકીર્દિની બીના, શિખલોકો સાથેના પેહેલી લડાઈ વિશે-ની છે. એ શિખ લોકોની ઉત્પત્તિ આ પ્રમાણે છે.

સન ૧૯૦૦માં નાનકશાહ કરીને એક પુરૂષ થયો. તેણે શિખ ધર્મ સ્થાપન કર્યો. એ ધર્મના લોકને શિખ લોકો કહેછે. તેમના છઠ્ઠા આચાર્ય, ગુરૂ ગોવિંદે પોતાના શિષ્યોને, શિપાઈનો વેષ ધારણ કરી લડવા ઉશ્કેર્યા. તેઓ મુગલાઈ રાજ્યની પડતીમાં લુટફાટ કરી તથા પુષ્કળ મૂલક મેળવી પંજાબના રાજા રણજીતસિંગના રાજ્યમાંપુરાજોરપરઆવ્યા.

## शिख लोको साथे पेहेली लडाई.

મુડકીની લડાઈ.—શિખ લોકોનો રાજા *રણજીતસિંગ ૧૮૩૯ માં મરણ પામ્યો. તેથી તેનો છોકરો દુલિપસિંગ ગાદીએ બેઠો. તે બાલ્યાવસ્થામાં હતો, તેથી તેની વતી તેની માતુશ્રી મહારાણી ચંદકોરે રાજ્ય કારભાર હાથમાં લેઈ પોતાના ભાઈને પ્રધાન ઠરાવ્યો. તેને મારી નાખી જમૂના ગુલાબસિંગ નામે સરદારે રાજ્યકારભાર ચલાવવા માંડ્યો. આ વેળા શિખ લોકોએ રાજ્ય કરનાર રાણીની ઉશ્કેરણીથી અંગ્રેજી મુલક ઊપર ચડાઈ કરી. આ વાત જ્યારે

---

* તે તા. ૨ જી નવેમ્બર ૧૭૮૦ માં જન્મ્યો. અહમદશાહ અબદલીના વડા છોકરા ઝેમાનશાહનું ધ્યાન પ્રથમ તેના તરફ ખેંચાયું. તેથી સન ૧૭૯૮ માં ઝેમાનશાહે તેને લાહોરનો ગવર્નર ઠરાવ્યો. તે વખતે તે ૧૮ વર્ષનો હતો. એ વખતથી તે પોતાની સત્તા વધારવા લાગ્યો.

લાર્ડ હાર્ડિંજે જાણી ત્યારે તેણે સાવચેતીના ઉપાય તરીકે એક મજબુત બ્રિટિશ લશ્કર સતલજ અને મિરત વચ્ચેની સરહદ ઉપર મુક્યું પણ છેલ્લીવારે તા૦ ૧૧ મી ડિસેમ્બર ૧૮૪૫ માં શિખ લશ્કરે સતલજ નદી ઓળંગી ફિરોજશાહ આગળ પડાવ નાંખ્યો તેમની સાથે પેહેલી લડાઈ, ત્યાંથી દશ મેલ છેટે મુડકીમાં થઈ તેમાં ઇંગ્રેજી સેનાપતિ સરહ્યુગફે ૧૧૦૦૦ ઇંગ્રેજી લશ્કરથી, શિખના ત્રીસહજાર માણસ અને ત્રીસ તોપો સામે, લડી તેમને હરાવ્યા. તા. ૧૮ મી ડિસેમ્બર ૧૮૪૫. એ લડાઇમાં જલાલાબાદનો શૂરો સરદાર સર રાબર્ટસેલ મરાયો.

ફિરોજશાહની લડાઈ.—એ પછી સર હેનરીહાર્ડિંજે પોતાની ગવર્નર જનરલની પદ્વી એક કોરે મૂકી બીજે દિવસે સેનાધિપતિ સરહ્યુગફના લશ્કરને આવી મળી, તેના હાથ નીચે બીજા અમલદાર તરીકે પોતાની મેળે દાખલ થયો. વળી ફિરોજપુરથી જનરલ લીટલર પણ પાંચ હજાર લશ્કર સાથે આવી પહોચ્યો. એઓએ ઉપર લખેલા ફિરોજશાહના શિખ સૈન્ય, (એને મૂડકી આગળ હારેલું શિખ સૈન્ય, જઈ મળ્યું હતું. અને તેમની પાસે સરસ સો તોપો હતી.) ઉપર તા. ૨૧ મી ડિસેમ્બરે સૂર્યાસ્ત પેહેલાં એક કલાકે હુમલો કર્યો. ત્યાં (ફિરોજશાહ આગળ) ભારે યુદ્ધ મચ્યું. યુદ્ધ કરતાં રાત પડી ગઈ ત્યારે તે બંધ રહ્યું. પાછું બીજે દિવસે સુર્યોદય થતાં શરૂ થયું. જમણી તરફની સેનાનો સરદાર સરહ્યુગફ, અને ડાબી તરફનો સર હેનરી હાર્ડિંજ થયો. તેમણે હલ્લો કરી શિખ લોકોને હરાવી, તેમને તેમની છાવણી અને ફિરોજશાહના ગામડામાંથી હાંકી કાઢ્યા. તેમની ૭૧ તોપો લઈ લીધી; આ

લડાઇમાં આખી ઇંગ્રેજી ફોજનો ૧/૩ માણસો ઘવાયા અને મરાયા. એટલામાં શિખ લોકોની મદદે ત્રીશહજાર માણસનું સૈન્ય લેઇ તેજસિંગ નામે સરદાર આવી પહોંચ્યો. તેની સાથે અંગ્રેજોએ યુદ્ધ કરી, તેને સતલજ નદી પાર હાંકી કાઢ્યો. ઉપરની લડાઇમાં ગવર્નરજનરલ પોતાનો ઠુઠો હાથ બતાવી દુખી થએલાં તથા ઘવાએલાં માણસોને ઘણી ધીરજ આપતો હતો.

આલિવાલનું યુદ્ધ—સરહારિ સ્મિથે લુધિયાણાનું ભય નિવારણ કરી, આલિવાલ આગળના શિખ લોકો સાથે લડાઇ કરી તેમને હરાવ્યા. અને એ શેહેર, તેમનો દારૂ ગોળો, તથા છપ્પન તોપો, ઇંગરેજોને હાથ આવી. તા. ૨૮ મી જાનેવારી ૧૮૪૬.

સોબરેઓનની લડાઇ.—શિખ લોકો, અલિવાલના યુદ્ધમાં હાર્યા પછી તેમણે પોતાનું, સતલજ નદીની ડાબી તરફ, સોબરેઓનનું થાણું ખાહી ખોદી મજબૂત કરવા માંડ્યું હતું. તેમના ઉપર સર હારિ સ્મિથ તથા સેનાપતિ સરહ્યુગફે દિલ્હીથી ઘેરો ઘાલનારી તોપો આવી પહોંચ્યાથી તા. ૧૦ મી ફેબરવારી ૧૮૪૬ માં હલ્લો કરી તેમને હરાવ્યા. આ લડાઇમાં શિખ લોકોનો ઘણો નાશ થયો. તેમનો સરદાર તેજસિંગ નાશી ગયો. ત્રણ દિવસ પછી (તા. ૧૩ મી ફેબરવારી ૧૮૪૬માં) બધા બ્રિટિશ લશ્કરે સતલજ નદી ઓળંગી.

સંધિ—આથી રાજા દુલિપસિંગે, ગુલાબસિંગને અંગ્રેજો સાથે સંધિ કરવા મોકલ્યો. તેણે તા. ૮ મી માર્ચ ૧૮૪૬ માં સંધિ કરી, એથી સતલજ અને બિયા નદી વચ્ચેનો મુલક

(જાલંધર દુઆબ) અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. રાજા પુખ્ત ઉમ્મરનો થતાં સુધી અંગ્રેજી રેસિડેન્ટને રાજ્યનો કુલ મુખ્તીઆર ઠરાવ્યો. લઢાઇના ખર્ચ બદલ ઇંગ્રેજોને નાણું આપવાનો અને લાહોરમાં અંગ્રેજી ફોજ રહે તેનું ખર્ચ આપવાનો ઠરાવ થયો. શિખલોકોના સરદાર ગુલાબસિંગને કાશ્મિર બક્ષીશ આપ્યું, કેમકે એણે સંધિના કામમાં મદદ કરી હતી.

પછી ગવર્નર જનરલે, ઓરિસા, ગોંડવન અને મધ્ય હિંદુસ્તાનનાં જંગલો તથા પહાડોમાં રહેનારા લોકોમાં મનુષ્યોનું બળિદાન આપવાનો રીવાજ હતો તેનો અટકાવ, કર્નલ કેમ્પબેલ અને કપ્તાન મેકફરસનને મોકલી કર્યો. તેણે ૧૮૪૮ પેહેલાં કલકત્તા છાંડયું. એણે ટુંકી મૂદતમાં બધી જાતના લોકોનો પ્યાર મેળવ્યો હતો. તેની પછી ડેલોઝી મુકરર થયો.

## लोर्डडेलौझी. सन १८४८ थी १८५६ सुधी ८ वर्ष. राज्य कर्युं.

આ તેરમા ગવર્નર જનરલની વખતમાં શિખ અને બ્રહ્મી લોકો સાથે બીજીવારની લડાઈ થઈ; અયોધ્યા પ્રાંત ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો; અને બીજા ઘણા ફેરફાર તથા સુધારા થયા.

पंजाबनी (सिखनी) बीजी लडाई.—શિખ સરકારના તાબામાં સન ૧૮૪૮ માં મુલતાનમાં શિખ ગવર્નર, લાલામૂળરાજ હતો. તેની દગા ભરેલી વર્તણું કથી, લાહોરના રેસિડેન્ટની મદદ લઈ, શિખ સરકારે તેની જગાએ લાહોરના શિખ સરદાર ખાનસિંગને નીમ્યો. તે ત્યાં, બે ઇંગ્રેજી શરદારો

વાન્સ અગન્યુ અને આન્ડરસન સાથે-ગાદી લેવા ગયો. એ બે ઇંગ્રેજી સરદારોનાં ઘણી ઘાતકી રીતે મુલતાનમાં ખૂન થયાં. અને મૂળ રાજે ત્યાં બંડ ઉઠાવ્યું. આથી લડાઇ સળગી. ઇંગ્રેજોના વિશ્વાસુ શેરસિંગની મદદે, મુલતાનની પડોસના લિહા ગામનો લેફ્ટેનેન્ટ એડવર્ડ સાહેબે જન્, ડેરા ઇસ્માઇલ ખાનના સરદાર કર્નલ કાર્ટલાન્ડટ સાથે મળી, ચિનાબ નદીનાકાંઠા ઉપર સદુસામ ગામમાં મૂળરાજનો પરાજય કર્યો. તા. ૮ મી જુન ૧૮૪૮, હજારો પ્રગણામાં પણ શિખ લોકે, શેરસિંગના બાપ છત્રસિંગને આગેવાનકરી બંડ ઉઠાવ્યું. શેરસિંગ ઇંગ્રેજોનો પક્ષ છોડી દેઇ, પોતાના ૫૦૦ સિપાઈ સાથે તેને મળી ગયો. તેઓની સામે હિંદુસ્તાનના સેનાપતિ લોર્ડ ગફે, સન ૧૮૪૮ ના નવેમ્બરની તા. ૨૨ મી એ ચિનાબ નદીપર રામનગર આગળ લડાઈ કરી. તેમાં તેની હાર થઈ, પણ પછી તા. ૧૩ મી જાનેવારી ૧૮૪૯ માં ચિલિઅનવાલા આગળ, એ બે સરદારો સાથે લડાઈ કરી લૉર્ડ ગફે તેમને હરાવ્યા. એમાં ઇંગ્રેજોનો ભારે નાશ થયો. પછી જનરલ વિહિશે મૂળરાજ સાથે લડાઈ કરી તેમાં મૂળરાજ ઇંગ્રેજોને તાબે થયો. ઇંગ્રેજોએ મુલતાન જીતી લીધું. તા. ૨૧ મી જાનેવારી ૧૮૪૯. મી. વાન્સ અગન્યુ અને મી. એંડર્સન સાહેબના થયેલા ખૂનનો અપરાધી ઠરવાથી મૂળરાજને જન્મ ટીપ મળી.

* ગુજરાતની લડાઇ—આ લડાઈ તા. ૨૧ મી ફેબ્રુઆરી

---

* ગુજરાત, એ એક નાનું શેહેર ચિનાબને જેલમ, એ બે નદીઓની વચ્ચે, વજીરાબાદથી જેલમ જતાં રસ્તામાં આવે છે.

સન ૧૮૪૯ માં થઈ. તેમાં લોર્ડગફને ભારે જય મળ્યો. એ લડાઇમાં શેરસિંગના હાથ નીચે દોસ્તમહંમદના દીકરાનું અફગાન લશ્કર પણ હતું. એ યુદ્ધ ઘણું કરીને તોપોના લશ્કરનું હતું. એમાં શેરસિંગ હાર્યાથી તે તથા બીજા મુખ્ય શિખ સરદારો શરણ આવ્યા. તેમનું સૈન્ય તુટી ગયું. એટલે ઇંગ્રેજ સરકારે પંજાબ પ્રાંત જીતી લેઈ ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. તા. ૨૯ મી માર્ચ ૧૮૪૯.

મહારાજા દુલિપસિંગે ભર દરબારમાં તા. ૨૮ મી માર્ચ ૧૮૪૯ને રોજ કરારનામાપર સહી કરી. તેથી તેણે પોતાનું રાજ્ય બ્રિટિશ સરકારને તાબે કરી, પોતે તેને બદલે મોટું પેનશન લેતો થયો. એ પછી તે ઇંગ્રેજી જમીનદારની માફક શાંતિથી ઇંગ્લાંડમાં જઈ રહ્યો.

**ब्रह्मीलोक साथे बीजी लड़ाई**—રંગુનના સૂબાએ ઇંગ્રેજના બે વહાણના ઉપરીઓને વગર કારણે પીડા કરી શત્રુતા જણાવી. તેથી ગવર્નર જનરલે નૈકાપતિ લામ્બર્ટને થોડાં વહાણ આપી ત્યાં મોકલાવી ગોઠવણ કરી તેણે આવાનારા જાને સમજાવ્યો પણ તેણે માન્યું નહીં. તેથી સન ૧૮૫૨ના એપ્રિલ માસના આરંભમાં ઘણાં વહાણ રંગૂન નદીના મુખ આગળ આવી પહોંચ્યા. તેમાં પુષ્કળ સૈન્ય હતું. તેનો અધિપતિ જનરલ ગોડવીન હતો. તેણે માર્તાબાન, રંગૂન, અને બસીન નામે ઉપયોગી થાણું એ રીતે જીતી લીધાં. પછી પેગૂ પ્રાંતમાં પ્રવેશ કરી તે જીતી લેઇ, તા. ૨૦મી ડિસેમ્બર ૧૮૫૨માં ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. પછી આવાના રાજાએ, ઇંગ્રેજે સંપાદન કરેલા નવા પ્રાંતની સરહદ ઉપરથી

પોતાનું લશ્કર બોલાવી લીધું. અને આવામાં ઈંગ્રેજી કે દીઓ હતા તેમને છોડી દીધા. એટલે તેની સાથે સંધિ કરી. તા. ૩૦ મી જુન ૧૮૫૩.

સન ૧૮૫૪ ના મે માસમાં નિઝામ સાથે નવા કોલકરાર થયા. તેણે ઈંગ્રેજના દેવા પેટે હૈદ્રાબાદની ઉત્તર તથા પશ્ચિમનાં ચાર પ્રગણાં આપ્યાં, નાગપૂરનો રાજા સંતાન વગર ૮૫૩ ના ડિસેમ્બર માસમાં મરી ગયો. અને તેણે દત્તપુત્ર લેવાની ના પાડી હતી, તેથી તે રાજ્ય લોર્ડડેલોઝીએ ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું.

રાજમહાલ તથા ભાગલપુર પ્રાંતમાં સોન્થળ લોક રહેતા હતા. તેમણે નાણું ધીરનાર સાહુકારોના જુલમથી ત્રાશપામી ૧૮૫૫ ના જુલાઇમાં બંડ કર્યું. તે જનરલ લોયલ્ડે સમાવ્યું.

સન ૧૮૦૧ માં અયોધ્યાના નવાબ સાથે સંધિ કરી. ત્યારથી તેના રાજ્યમાં અંધેર ચાલતું હતું. ને રૈયત પીડાતી હતી. ધર્મ સંબંધી ફિસાદ ઉઠતા હતા. તે, તે મટાડી શક્યો નહીં તેથી ગવર્નર જનરલે તેને પદભ્રષ્ટ કરી, પેનશન બાંધી આપી, કલકત્તે મોકલી દીધો. અને અયોધ્યા પ્રાંત ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. તા. ૯ ફેબરવારી ૧૮૫૬. આ ગવર્નર જનરલના વખતમાં હિંદુસ્તાનમાં લોઢાની સડક બંધાઈ, પેહેલ વેહેલો ૧૮૫૩માં અગ્નિરથ ચાલુ થયો. પછી નવી સડકો બંધાઈ વધારો થયો. વિજળીના તારથી સંદેશા ચાલ્યા. કેળવણીને ઉત્તેજન મળ્યું. સન૧૮૫૫ કલકત્તામાં પ્રેસિડેન્સી કાલેજ સ્થાપન થઈ. કંપનીના પટામાં ફેરફાર થયો. એ ગવર્નર જનરલે તા. ૬ ઠી માર્ચ ૧૮૫૬ માં કલકત્તા છોડ્યું. એણે ભારે કીર્તિ મેળવી. એ

પછી લોર્ડકેનિંગ થયો.

## लोर्ड केनिंग सन १८५६ थी १८६२ सुधी.
## ६ वर्ष राज्य कर्युं.

આ ચૌદમો ગવર્નરજનરલ તા. ૨૯મી ફેબરવારી ૧૮૫૬ માં કલકત્તે આવ્યો. એની કારકીરદીમાં ઇરાનના રાજાની મગરૂબીથી તેની સાથે લડાઈ સળગી તેથી સરજેમ્સ આ-ટરામે, બ્રિટિશ લસ્કર સાથેજઈ, ઇરાનનું મુખ્ય બંદર બુશાયર લીધું તા. ૨૬ ફેબરૂઆરી સન ૧૮૫૭. પછી રા-જાએ પારિસમાં તા. ૪થી માર્ચ સન ૧૮૫૭ માં સલાહ કરી. તેથી લશ્કર પાછું હિંદુસ્તાન આવ્યું.

सन १८५७ नो बळवो.—આ વર્ષમાં બંગાળી લશ્કરના સિપાઇઓ સારૂ એક નવી રાઇફલ જાતની બંદૂકને માટે, કારતૂસો વેહેંચી આપવા માંડી. તેની બનાવટમાં "બળ-દ તથા ડુક્કરની ચરબી વાપરેલીછે." આ અફવાથી પ-લટણના દેશી સિપાઇઓએ તે લેવાની ના પાડી. તેમને એમ લાગ્યું કે, આ રીતે ઇંગ્રેજ સરકાર આપણને ધર્મ ભ્રષ્ટ કરી ખ્રિસ્તિ કરવા ચહાય છે. એ અને એવાં બીજાં નજીવાં કારણોથી લશ્કરિ સિપાઇઓમાં બેદિલિ ફેલાઇ, ને પંજાબથી કલકત્તા સુધી આખી ફોજ બળવો કરવા તૈયાર થઇ.

બંડનાં પેહેલાં ખુલ્લાં ચિન્હ કલકત્તા પાસે બરાનપુરમાં તા. ૨૬ મી ફેબ્રુઆરી સન ૧૮૫૭ ને રોજ ઓગણીસમી પલટણમાં જણાયાં. ત્યાં સિપાઇઓએ કારતુસો લેવાની ના પાડી. તેથી તેઓનાં હથિઆર ખુંચી લીધાં. પછી થોડે દિવસે બરાકપુરમાં બંડ થયું. ત્યાર પછી તા. ૧૦ મી મે ૧૮૫૭ની

સાંજે મીરતમાં ત્રણ દેશી પલટણોએ બંડ કર્યું. ને તેઓએ તેમના અમલદારો અને બધા ઇંગ્રેજો, જેઓ ઇંગ્રેજી લશ્કરથી થોડેક છેટે માલમ પડ્યા. તેમને બૈરાં છોકરાં સુધાં મારી નાંખ્યા. તેઓએ છાવણી લુટી તેને આગ લગાડી. પછી બળવાખોરો ત્યાંથી રાત્રે દિલ્હી જતા રહ્યા. દિલ્હીમાં તેઓના જાતભાઇઓ સાથે તેઓએ મળી, ત્યાંના ઇંગ્રેજી અમલદારો વગેરેને મારી નાંખ્યા. (તા૦ ૧૧ મી મે.) ને બળવાખોરોએ તેઓને માથે ત્યાંના વૃદ્ધ મોગલ રાજાને સ્થાપ્યો. ત્યાર પછી બળવો જલદીથી ફેલાયો. પંજાબમાં ચિફ કમિસ્નર સરજાન લારેન્સના શ્રમથી સમાધાની ચાલી હતી. તે વખતે શિખ લશ્કરે અગત્યની સેવા બજાવી હતી. એ વખતે કાશ્મિર, કપરથલા, પટીઆલા અને ઝીંદના મહારાજાઓએ, તેમજ સરદાર તેજસિંગ, સમશેરસિંગ, જનાહીરસિંગ, અને બીજાઓએ ઇંગ્રેજો સાથે ઘણી વફાદારી બતાવી હતી. પેશવાનો દત્તક નાના સાહેબ, દિલ્હીનો પાદશાહ, અયોધ્યાની બેગમ, ફિરોજશાહ, અને તાત્યા ટોપી એ બંડખોરોમાં મુખ્ય હતા. બ્રિટિશ સરકારે થોડી મુદતમાં ૮૦ હજાર લશકર એકઠું કરી તા૦ ૨૦ મી સપ્ટેમ્બર ૧૮૫૭ને રોજ દિલ્હી શેહેર જીતી લઈ ત્યાંના ઘરડા રાજા મહંમદ બહાદુરને કેદ કરી, જન્મ ટીપ મારી, રંગુન મોકલ્યો. તે ત્યાંજ મરી ગયો. તેના બે છોકરા અને એક પૌત્ર, જેઓ યુરોપિયનોને મારવામાં આગેવાન હતા, તેમને કપ્તાન હડસને પોતાની પીસ્તોલે ઠાર માર્યા.

ત્યાર કેડે ઘણો દુઃખદાયક બનાવ કાનપૂરમાં બન્યો.

અહીં બળવાખોરોનો આગેવાન, બાજીરાવ પેશવાનો દત્તક નાના સાહેબ ઉર્ફે ધુંડું પંત, જે કાનપુરથી છ મૈલ છેટે બિથુરમાં રહેતો હતો તે, થયો. જેને જનરલ હેવલોકે તા. ૧૬ જુલાઇએ હરાવ્યો. એણે કાનપૂરની છાવણીના મુખ્ય અધિકારી સરહ્યુવિલર જેણે ત્રણ અઠવાડિયાં સુધી એની સામે લઢી બચાવ કરયો હતો. તેને મદદ આપવાની આશા દેઈ છેતર્યા અને વિશ્વાસઘાત કરી કાનપુરમાં ઘણા ઇંગ્રેજોને બૈરાં છોકરાં સુધી મરાવી નંખાવી, તેમનાં મુડદાં એક કુવામાં નંખાવ્યાં અને પોતે ત્યાંથી પલાયન કરી ગયો.

સત્યાશી દિવસ સુધી લખનોર દુશ્મનોથી ઘેરાએલું રહ્યું. પછી સરહેનરી હેવલોક તથા સરજેમ્સ ઔટરામનાં લશ્કરોએ મળી, ઘેરાએલાને છુટા કર્યા. પછી સેનાપતિ સરકોલિન કેમ્પબેલે એક મોટું લશકર લખનોર આગળ લાવી, તા૦ ૨૧ મી માર્ચ ૧૮૫૮ ને રોજ તે શેહેર લીધું. અને બરેલીમાંથી બંડખોરોને વિખેરી નાંખ્યા. સરહ્યુરોઝે બેટવા નદીને કાંઠે તાત્યા ટોપીને હરાવ્યો. વળી તેણે ઝહાંસીનો કિલ્લો જીતી લેઈ, ત્યાંની બહાદુર રાણીને હરાવી, તેના તાબાનો કાલ્પીનો કિલ્લો લીધો. ગ્વાલિયર આગળની લડાઇમાં જહાંસીના રાણી મરાઈ. સરહ્યુરોઝે ગ્વાલિયર બળવાખોરો પાસેથી લેઈ, સિંધિયાને પાછો ત્યાંનો ગાદીપતિ કર્યો. જુન ૧૮૫૮.

ઘણા ખરા બળવાખોરો નાના સાહેબ સાથે નેપાળ નાશી ગયા. તેમના એક આગેવાન તાત્યાટોપીને, અપ્રેલ ૧૮૫૮ માં કર્નલ મીડે પકડ્યો. પછી તેના તપાસ કરી, ફાંસી દીધો. બળવાખોરોની વેરાતી ટોળીઓએ થોડા વખત સુધી

ગામડાં લુટ્યાં. પણ પછી કેટલેક દરજ્જે શાંતિ થઈ, ને બળવાનો છેડો આવ્યો.

ઈ. સ. ૧૮૫૮ માં ઈસ્ટ ઈંડિયા કંપની પાસેથી મહારાણી વિક્ટોરિઆએ હીંદુસ્તાનનું રાજ્ય પોતાને સ્વાધિન લીધું. ને પાર્લમેન્ટની સત્તા નીચે હીંદુસ્તાનનો રાજ્ય કારભાર ચલાવવાને સેક્રટરી આવસ્ટેટના હોદ્દાથી એક અમલદાર નીમવામાં આવ્યો. સન ૧૮૫૮ ના નવેમ્બરની તારીખ ૧ લી એ આખા હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય શેહેરોમાં આ બાબત એક જાહેરનામું વાંચવામાં આવ્યું હતું.

લોર્ડ કેનિંગ ઈ. સ. ૧૮૨૬ માં ઇંગ્લાંડ ગયો. અને ત્યાં ગયા પછી તરતજ મરણ પામ્યો. તેના પછી લોર્ડ એલજીન હીંદુસ્તાનનો ગવર્નર જનરલ થયો.

लोर्ड एलजीन. स. १८६२ थी १८६३ सुधी १ व.रा.कर्युं.

લોર્ડ એલજીન હિંદુસ્તાનમાં ભાગ્યેજ એક વર્ષ રહ્યો. એટલામાં ઇ. સ. ૧૮૬૩ની આખરે તે મર્ણ પામ્યો. તેની જગાએ સરજાન લારેન્સની નીમણુંક થઈ.

सरजान लारेन्स. स. १८६४ थी १८६८सुधी ४ व.रा कर्युं.

એની કારકીર્દિમાં આબિસિનિયાના રાજા થિયોડોર સાથે ઇંગ્રેજ કેદીઓનો છુટકારો કરવા માટે લડાઈ કરવાની જરૂર પડી. તેમાં થિયોડોર ૪૪ વર્ષની ઉમ્મરે માર્યો ગયો. અને મગદ્લાનો કિલ્લો સરરોબર્ટ નેપિઅરે તા. ૧૩મી એપ્રિલ સ. ૧૮૬૮ ને રોજ જીતી લીધો. એની પછી લોર્ડ મેઓ મુકરર થયો.

लोर्ड मेओ. स. १८६८थी १८७२ सुधी ४ व. रा. कर्युं.

આ ગવર્નર જનરલ ઇંગ્લાંડથી પેહેલ પેહેલો હિંદુસ્તાન

માં તા. ૧૯મી ડીસેમ્બર સન ૧૮૬૮ને રોજ આવી પહોંચ્યો. એની વખતમાં હીંદુસ્તાનની ઉપજ ૫૧ ક્રોડની હતી. આ ગવર્નર જનરલને આન્દમાનટાપુમાં શેરઅલ્લી નામના ખુનીયે તા. ૮મી ફેબરવારી સ. ૧૮૭૨ના રોજ પોર્ટબ્લેરમાં છરી ઘોંચી મારી નાંખ્યો. એની જગાએ લોર્ડ નોર્થબ્રુકની નીમણુંક થઈ.

## लोर्ड नोर्थब्रुक. स. १८७२ थी १८७६ सुधी ४ व.रा. कर्युं

આ અમલદાર ૧૮૭૨ ના મે માસમાં હિંદુસ્તાનમાં આવ્યો. એણે બહાર પ્રાંતમાં દુકાળની વેળાએ સારી મેહેનત લેઈ પ્રજાને એ આફતમાંથી બચાવી હતી. એણે મેહેસૂલ ખાતામાં સુધારો કર્યો. ઇનકમ ટાક્સ કાઢી નાંખ્યો, વડોદરાના રાજા મલ્હારરાવને તેની ખરાબ વર્તણુંકને માટે પદભ્રષ્ટ કરી તેની જગાએ ખંડેરાવની વિધવા મહારાણી જમનાબાઇએ દત્તપુત્ર કરી લીધેલા, કાસીરાવ ગાયકવાડના આશરે ૧૨ વર્ષની ઉમ્મરના દિકરા ગોપાળરાવને, શિયાજીરાવ નામ આપીને વડોદરાની ગાદીએ બેસાડ્યો. તા. ૨૭ મી મે ૧૮૭૫. એ પદભ્રષ્ટ મલ્હારરાવે વડોદરાના રેસિડેન્ટ કર્નલ ફેરને શર્બતમાં ઝેર દેવાની કોશીશ કરી હતી તેથી તા. ૧૪મી જાનેવારી ૧૮૭૫ને રોજ વડોદરાના કાંપમાં તેને નજરકેદ રાખ્યો. તેની તપાસ થયા પછી ત્યાંથી તેને મદ્રાસ મોકલી દીધો. હાલ તે ત્યાં મરી ગયોછે. લોર્ડનોર્થબ્રુક પછી લોર્ડલીટન થયો.

## लोर्ड लिटन ता. ६ ठी एप्रिल स. १८७६ थि (हालसुधी)

આ ગવર્નરજનરલ હાલ હિંદુસ્તાનમાં રાજ્ય કારભાર ચલાવેછે. રાણી વિક્ટોરિઆએ "કૈશરેહિંદનો" કિતાબ ધારણ કર્યો. તે બાબતનો ઢંઢેરો, આ અમલદારે દિલ્હીમાં હિંદુસ્તાનના મોટામોટા તમામ રાજાઓને એકઠા કરી, તા. ૧ લી

જાનેવારી સન ૧૮૭૭ ને રોજ વાંચી સંભળાવ્યો. રાજાઓને વાવટાઓની ભેટો આપી. કેટલાકને નવા કિતાબ આપ્યા. આ ગવર્નર જનરલના વખતમાં બીજી અફગાન લડાઈ થઈ તેની હકીકત નીચે પ્રમાણે છે.—

**बीजी अफगान लडाइ.**—સન ૧૮૬૩ માં પ્રખ્યાત દોસ્ત મહંમદના મરણ પછી તેનો છોકરો શેરઅલી અફગાનીસ્તાનનો બાદશાહ થયો. ઈંગ્રેજ સરકારે, રૂશિયાની દેખાદેખી, પોતાનું એલચીખાતું, સરચામ્બર લેનના ઉપરીપણા નીચે અફગાનીસ્તાનમાં મોકલ્યું. એણે ત્યાં જવા માંડ્યું. પણ અલીમસ્જીદ પહોંચતાંજ ત્યાંના કિલ્લેદારે એ એલચીખાતાને આગળ જતાં અટકાવ્યું. તેથી પાછું વળ્યું. પછી ગવર્નર જનરલે, શેરઅલીને તા. ૨૦ મી નવેમ્બરની મુદત બાંધી એક કાગળ લખ્યો. એ ગર્વિષ્ટ અમીરે, તે હાથમાં પણ ન લીધો, તો તેનો જવાબ તો શાનોજ લખે ? તેથી અફગાનીસ્તાન સાથે લડાઈ સળગી. તા.૨૧ મી નવેમ્બર ૧૮૭૮ ને રોજ લોર્ડ લિટને લડાઇનો ઢંઢેરો બહાર પાડ્યો, તેથી ઈંગ્રેજી લશ્કરની ચારસેનાઓ જૂદે જૂદે ઠેકાણેથી અફગાનીસ્તાન ઉપર ચઢાઈ માટે રવાને થઈ.તેમાં બધા મળીને ૨૯૧૦૦ યોદ્ધા હતા. ઈંગ્રેજી લશ્કર જ્યાં જ્યાં ગયુ ત્યાં ત્યાં તેમની જીત થઈ. લડાઇની શરૂઆતમાં શેરઅલી, કાબુલથી નાશી-ગયો. તે રખડતાં રૂશિયાના રાજ્યમાં મરણ પામ્યો. ઈંગ્રેજોએ, અલીમસ્જીદ, કુરમ, જલાલાબાદ, કંદહાર, કપિયન, અહમદી, અને મહંમદ અજીમના કિલ્લાઓ અને શેહેરો સ્વાધિન લીધાં.પછી પેવાર ખિંડમાં પેવારકોટલા નામે કિલ્લો લીધો. આથી શેરઅલીના છોકરા યાકુબખાને સલાહ કરવાની ઈચ્છા દેખાડી, તે તા.૨૭ મે ૧૮૭૯ને રોજ કાબુલથી

નીકળી, તા. ૮મીએ ગનડામકની બ્રિટિશ છાવણીમાં આવી પહોંચ્યો. બ્રિટિશ એલચી મેજર કાવેનરી, સાથે તેણે સલાહના કોલકરાર કર્યા. તેમાં ઇંગ્રેજસરકાર, સાથે સલાહ અને મિત્રાચારી રાખવા અમીર કબુલ થયોછે. કાબુલસુધી વીજળીનો તાર નાંખવો, કુરમ પિશિન, અને શીબીની, ખિણો શિવાય બીજું જીતેલું રાજ્ય અમીરને પાછું આપવું, ખેબર અને મીસની પાસેનો પુરેપુરો કબજો બ્રિટિશસરકારેલવો, વિગેરે કોલકરારો થયાછે. એ બધા કોલકરારો પાળવાનીશરતે અમીરને છલાખ રૂપીઆનું વર્ષાસન આપવું ઠરાવ્યુંછે.

## मुख्य तहनामा.

પુરંધરનુંતહનામું.—૧૭૭૬ માં થયું. એથી રાઘોબાના સામાવાળા જો ઇંગ્રેજો રાઘોબાનો પક્ષ છોડે તો તેમને સાષ્ટિને તેની પાસેના બેટો આપવા કબુલ થયા.

साल्बाइनुं.—મે ૧૦૮૨ માં ઇંગ્રેજો અને મરેઠા વચ્ચે થયું આથી ઇંગ્રેજોએ જીતેલો મૂલક પાછો આપવો. તથા ભરૂચ પાસેનો ત્રણ લાખનો મુલક આપવા પેશવા કબુલ થયો.

મેંગલોરનું.—માર્ચ ૧૭૮૪ માં ઇંગ્રેજને ટિપૂ વચ્ચે થયું. એમાં લડાઈ વખતે એક બીજાનો લીધેલો મૂલક પાછો આપવાનો ઠરાવ થયો.

वसाईनुं.—ડિસેમ્બર ૧૮૦૨ માં થયું. એમાં ઠરાવ થયો કે ઇંગ્રેજે પેશવાને મદદ કરવી. પેશવાએ પુનામાં ઇંગ્રેજોને છાવણી ઘાલવા દેવી, ત્યાં સૈન્ય રહે તેનું ખર્ચ આપવું, સુરતને મુંબાઇની આશપાશનાં ગામો આપવાં; અને દરબારમાંથી બીજા યુરોપિઅનોને કાઢી મૂકવા.

# युद्ध दर्शक कोठो.

| માસ. | સાલ. | ક્યાં થયું? | તે જગા ક્યાં છે? | કોની કોની વચ્ચે થયું. જીતનાર. | હારનાર. |
|---|---|---|---|---|---|
| | ઈ.સ.પૂ | | | | |
| | ૧૪૦૦ | પાનિપત | દિલ્હીની ઉ. | પાંડવ | કૌરવ |
| | ,, ૩૨૮ | પંજાબ | હિંદુ. વાવ્યે. | સિકંદર | પોરસ |
| | સન | | | | |
| | ૧૦૨૪ | પ્રભાસપાટણ | કાઠિયાવાડમાં | મહમૂદ | વલ્લભ |
| | ૧૧૯૨ | પાનિપત | દિલ્હીની ઉ. | શહાબુદ્દીન | પૃથુરાજ |
| એપ્રિ. | ૧૫૨૬ | એજન | એજન | બાબર | ઇબ્રાહીમ |
| માર્ચ. | ૧૫૨૭ | શિકરી | આગ્રાપાસે | બાબર | સંગ |
| જાને. | ૧૫૨૮ | ચંદેરી | માળવામાં | બાબર | રજપૂતો |
| | ૧૫૩૯ | બક્સર | કનોજની પૂર્વે | શિરશાહ | હુમાયું |
| | ૧૫૪૦ | કનોજ | ગંગાનદીઉપર | શિરશાહ | એજન |
| | ૧૫૫૬ | પાનિપત | દિલ્હીની ઉ. | બેહેરામ | હેમુ |
| એપ્રિ. | ૧૬૫૮ | ક્ષિપ્રાનદી | ઉજ્જનપાસે | ઔરંગજેબ. | જસવં.સિં. |
| જુન. | ૧૬૫૮ | સમગઢ | આગ્રાપાસે | ,, | દારા |
| જાને. | ૧૬૫૯ | પ્રયાગ | ગંગા કાંઠે | ,, | સૂજા |
| ફેબ્રુ. | ૧૭૫૧ | આર્ની | કર્ણાટકમાં મ | ઈં. કલાઇવ | રાજાસાહે. |
| ફેબ્રુ. | ૧૭૫૨ | કોવરેપાક | દ્રાસનીનૈરૂતે | ઈં. કલાઇવ | રાજાસાહે. |
| આગ. | ૧૭૫૨ | બાહુર | પોંદિ. દક્ષિણે | લારેન્સ | ફ્રેન્ચો |
| જુન. | ૧૭૫૭ | પ્લાસી | કલકત્તાનીઉ. | કલાઇવ | સુરા. ઉદ. |
| ડિસે. | ૧૭૫૯ | કંડોર | પિતાપુર પાસે | ફોર્ડ | ફ્રે. કાન્ફુલા |
| નવે. | ૧૭૫૯ | ચિનસુરા | કલકત્તાની ઉ. | એજન | ડચ |
| જાને. | ૧૭૬૦ | વાંદિવાસ | ત્રિનોમાલી. ઉ. | કર્નલકૂટ | લાલી ફ્રે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ૧૭૬૦ | પટણા | બહાર પ્રાંતમાં | ઈનોક્સ | શાહ. સુ. |
| અગષ્ટ | ૧૭૬૩ | ઘેરિયા | પ્લાસીની પ. | ઇંગ્રેજો | મીરકાસિ. |
| મે | ૧૭૬૪ | પટણા | ગંગા કાંઠે | કર્નાક | મી.કા.શા. આ.સુ.ઉ. |
| અક્ટો. | ૧૭૬૪ | બક્સર | કનોજની પૂર્વે. | મે. મનો | એજન |
| મે | ૧૭૬૫ | કોરાગામ | અયોધ્યા દ. | કર્નાક | સુજાઉ |
| સપ્ટે | ૧૭૬૭ | ચંગામ | કર્ણાટકમાં | સ્મિથ | હૈદર |
| સપ્ટે | ૧૭૬૭ | ત્રિનોમાલી | વાંદિ. દક્ષિ. | એજન | એજન |
| નવે. | ૧૭૬૭ | અંબુર | પોદિ પશ્ચિ. | સ્થિમ. કા. | એજન |
| ફેબ્રુ. | ૧૭૮૦ | અમદાવાદ. | ગુજરાતમાં | ગોડર્ડ | મરેઠા |
| જુન | ૧૭૮૧ | પોર્ટોનોવા | બાહુરની દ. | આયરકુટ | હૈદર |
| અગષ્ટ | ૧૭૮૧ | પોલિલોર | દક્ષિણમાં | એજન | એજન |
| સપ્ટે. | ૧૭૮૧ | શોલિંગર | વેલોર પાસે | એજન | એજન |
| નવે. | ૧૭૮૨ | પનિયાની | દક્ષિણમાં | એબિંગ્ટન | ટિપૂ |
| માર્ચ | ૧૭૯૯ | સિડાસુર | દક્ષિણમાં | સ્ટુઅર્ટ | ટિપૂ |
| માર્ચ | ૧૭૯૯ | માલવેલી | શ્રીરંગપટ્ટ. દ. | હારિસ | ટિપૂ |
| મે | ૧૭૯૯ | શ્રીરંગપટ્ટણ | મ્હેસુરમાં | બેયર્ડ. | ટિપૂ |
| સપ્ટે. | ૧૮૦૩ | આસાઈ | ઓરંગા ઈ. | વેલ્સ્લી | સિંધ્યા |
| સપ્ટે. | ૧૮૦૩ | દિલ્હી | હિંદુસ્તા. મધ્યે | જ. લેક | સિંધ્યા |
| નવે. | ૧૮૦. | લાસવારી | દિલ્હી પાસે | લેક | મરેઠા |
| નવે. | ૧૮૦૩ | આરગામ | સિંધ્યા પ્રાંત | વેલ્સ્લી | સિં.વ.રા. |
| નવે. | ૧૮૦૪ | દીગ | ભરતપુરની ઉ. | માન્સન | હોલ્કર |
| નવે. | ૧૮૦૪ | ફરૂકાબાદ | મથુરાંની પૂર્વે | લેક્ફ્રેજર | હોલ્કર |
| | ૧૮૧૪ | ભોટવાલ | નેપાળમાં | ઓક્ટર્લો, | અમિરસિં. |
| | ૧૮૧૫ | આલમોરા | નેપાળ પાસે | એજન | એજન |
| ફેબ્રુ. | ૧૮૧૬ | મકવાનપુર | નેપાળમાં | એજન | એજન |
| ડિસે | ૧૮૧૭ | નાગપુર | વરાડ પ્રાં- | હાડિમન | આપાસા- |
| | | જબલપુર | તમાં. | | હેબ |
| નવે. | ૧૮૧૭ | ખડકી | પુના પાસે | એલફિ. | પેશવા |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડિસે. | ૧૮૧૭ | માહિદપુર | ઉજ્જનનીઉ- | માલકમ | હોલ્કર |
| જાને. | ૧૮૧૮ | કોરેગામ | પુનાનીઇશાને | ઈ. સ્ટાન્સન | પેશ્વા |
| ફેબ્રુ. | ૧૮૨૬ | પાગામ | બ્રહ્મદેશમાં | આર્શિબા. | નર્કાધિપતિ |
| નવે. | ૧૮૩૯ | પરવાન | અફગાનીસ્તા | રોબર્ટસેલ. | દોસ્તમહં. |
| ફેબ્રુ. | ૧૮૪૩ | મીઆની, હૈદ્રાબાદ | સિંધમાં | ચાલ્સ નેપિયર | શેરમહંમ દ. અમીરો. |
| ડિસે. | ૧૮૪૩ | મહારાજપુર | ગ્વાલિયના | સંરહ્યુગફ | બાપુશિ |
| ડિસે. | ૧૮૪૩ | પનિયાર | રાજમાં | એજન | તાવળી |
| ડિસે. | ૧૮૪૫ | મુડકી | પંજાબમાં | એજન | શિખ |
| ડિસે. | ૧૮૪૫ | ફિરોશાહ | પંજાબમાં | એજન | એજન |
| જાને. | ૧૮૪૬ | અલિવાલ | પંજાબમાં | હેરીસ્મિ. | એજન |
| ફેબ્રુ. | ૧૮૪૬ | સોબ્રાઆન | પંજાબમાં | એજન | એજન |
| જુન. | ૧૮૪૮ | સદુસામ | ચિનાબપર | એડ. કોટ. | મૂળરાજ |
| જાને. | ૧૮૪૯ | ચિનિઆનવાલા | પંજાબમાં | લોર્ડગફ | શેર. છત્ર. |
| ફેબ્રુ. | ૧૮૪૯ | ગુજરાત | પંજાબમાં | એજન | એજન |
| નવે. | ૧૮૪૯ | રામનગર | ચિનાબપર | શેરસિંગ | લોર્ડ ગફ |
| | ૧૮૫૭ થી તે ૧૮૫૮ સુધી. | કાનપૂર | કનોજનીદક્ષિ. | હેવલાક | નાનાસાહે. |
| | | દિલ્હી | ભરતપુરનીઉ. | હડસન | શાહઆલ |
| | | બેઠવાનદી | સાગરની પ. | હ્યુ. રોઝ. | તાત્યટોપી |
| | | ઝાંસી | ચંદેરીનીઉત્તરે | એજન | ઝાંસી. રા. |
| | | ગ્વાલિયર | ઝાંસીનીઉત્તરે | એજન | તાત્યાટોપી |



# लोर्ड क्लाईव. (LORD CLIVE.)

જે બહાદુર નરે ઇંગ્રેજોને હિંદુસ્તાન જીતી આપ્યું તે આ હતો. તે તા. ૨૯મી સપ્ટેમ્બર સન ૧૭૨૫ માં શ્રાપ સાયરમાં મોરટાઉન નામના ગામમાં જન્મ્યો હતો. તેનો બાપ વકીલનો ધંધો કરતો હતો. કલાઇવ નાનપણમાં ઘણો તોફાની હતો. સગાં વહાલાં જરા ધમકાવે કે ઘરમાંથી નાશી જાય. રમતિયાર છોકરાને એક હારમાં ઉભા રાખી કવાયત શીખવે. તેણે ચાર નિશાળો બદલી. એનાં માબાપે એનાથી કંટાળી તેને ૧૮ વર્ષની ઉમરે ઇસ્ટઇંડિયા કંપનીની ચાકરીમાં રાઇટર દાખલ રખાવી હિંદુસ્તાન મોકલ્યો. તે એવા વિચારથી કે, મદ્રાસ જઈ કાંઈ ઉદ્યોગ કરે, અથવા તાવથી મરી જાય તો ઓછી પીડા. સન ૧૭૪૪ માં તે મદ્રાસ આવ્યો. પછી તે મસ્કેલિન નામની રૂપાળી સ્ત્રી સાથે પરણ્યો. તેણે ચંદા સાહેબની રાજધાની અર્કાટ લીધું. કોવેલાંગ તથા ચીંગલપટ, ફ્રેન્ચો પાસેથી લીધાં. પછી તેની તબીયત બગડવાથી તે કબીલા સાથે સન ૧૭૫૨માં વિલાયત ગયો. ત્યાં ઇસ્ટઇંડિયા કંપનીએ હીરાની મુઠની તરવાર ભેટ આપી. તે વખતે તેની ઉમ્મર ૨૭ વર્ષની હતી બીજીવાર તેને કંપનીએ ફોર્ટસેંટ દેવીદનો ગવર્નર ઠરાવી સન ૧૭૫૫માં હિંદુસ્તાન મોકલ્યો. તે પાછો ૧૭૬૦માં વિલાયત ગયો. આ પછી તે ત્રીજીવાર ૧૭૬૫ ના મેમાં પાછો આવ્યો તે ૧૮ માસ રહી વિલાયત ગયો. ત્યાં ૧૭૭૪માં પોતે આપઘાત કરી મરણ પામ્યો.

# જાહેર ખબર.

આ ઇતિહાસનું ટાંચણ એટલે (નોટસની) ચોપડીઓ ના ઘણી નકલો ખરીદ કરવામાં કરાંચીના રા. રાજેશ્રી હીરજી મોનજી ( કચ્છ વડેવાળાએ ) અમને ઘણી મદદ આપીછે માટે તેમનો મોહોટો ઉપકાર માનવામાં આવેછે.

સદરહું ચોપડીઓ નિચે લખેલે ઠેકાણેથી મળશે.

૧ કરાંચીમાં રા. રા. હીરજી મોનજી પાસેથી.
કિમ્મત રૂ૦-૭-૦ સાત આના.

૨ અમદાવાદમાં રા. રણછોડલાલ વીઠલદાસ પાસેથી નીચે મુજબ છુટી મળશે.

| | |
|---|---|
| પેહેલી ચોપડીના અર્થ | ૦-૧-૦ |
| બીજી ચોપડીના અર્થ | ૦-૨-૦ |
| ત્રીજી ચોપડીના અર્થ | ૦-૩-૦ |
| ચોથી ચોપડીના અર્થ. | ૦-૪-૦ |
| પાંચમી ચોપડીના અર્થ | ૦-૫-૦ |
| છઠી ચોપડીના અર્થ | ૦-૬-૦ |
| આંકની ચોપડી | ૦-૧-૦ |
| ઇતિહાસના ટાંચણના | ૦-૭-૦ |

મુ૦ અમદાવાદ.
તા. —૧૨—૮૫

શા. રણછોડલાલ વીઠલદાસ સહી.
અમદાવાદમાં ડે. ઢાલની પોળમાં આશાપુરી તરફ શા. હરજીવન મોતીની શેરીમાં.